શ્રી.

વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિ હો વિઠ્ઠલા.

સુબોધિની.

# શ્રી સુંદર પદમાળા.

લખનાર.

વંતસિંહ અમીરસિંહ—નિવાસસ્થાન—ઝણોર.

( શ્રી સંગિત રામરાવણ નાટક—ઈત્યાદિના કર્ત્તા. )

આ લઘુગ્રંથ અધિકારી વર્ગને પ્રભુ પ્રિત્યર્થ પારિતોષિક આપવા માટે, શુભ સ્થળ મોટા સાંજા તાલુકે ગઢડિઆનાં, શ્રી મતિ ઉમેદબા, તે સ્વર્ગવાસી મુલદરા ઠાકોર શ્રી ગેમલસિંહજી અનુપાસંહજીનાં ધર્મ પત્ની, અને ગ્રંથકર્તાનાં પૂત્રિ તરફથી છ-પાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

પ્રથમાવૃત્તિ—પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯૦૯ ડિસેંબર વિક્રમાર્ક—૧૯૬૬ કાર્તિક.



કિંમત—અમુલ્ય.

## સાર્દુલ વિક્રંડિતવૃત.

---

આ સુંદર પદમાળ કો સુધ મને, જો વાંચવાને લટે;
ક્રોધાગ્નિ મદ લોભ મત્સર અને, કામાદી શત્રુ કટે.
ધારે ધૈર્ય દયા ક્ષમા ધરમને, સંતોષ શાન્તિ ધરે;
પામે માનવી જેથી મોક્ષ ગત્તિને,"પરવત્ત" સાચું રટે.૧

## છપ્પય છંદ.

---

પુર્વ તણા પુણ્યથી, દેખ મનુષ્યા દે' પાયો;
રુષ્ટ પુષ્ટ થઈ ફરે. ઘડી ગોપાલ ન ગાયો.
ષો મનસુઓ કરે, ખલકનો ખેલજ ખોટો;
તન તારૂં આ જાણ, પાણીમાંનો પરપોટો.
મંગાવો દુર્લભ છે દેવને, મનુષ્યા દે' મોંઘો મણી
કહે "પરવત" માટે મુરખા, સોધી લે સાચો ધણી.૧

## દોહાર.

પવિત્ર નર નારી રટો,
રશનાથી શ્રી રામ;
ઘગર દામનું નામ એ,
તજશે જીર હરામ......૧

---

# ગ્રંથાર્પણ.

શ્રીયુત્ મહાશય, ચતુર્થવર્ણમાં શ્રેષ્ટ, બ્રહ્મકુ-
લોત્પન્ન, વેદધર્મ પરાયણ, પુજ્યપાદ, બ્રહ્મનીષ્ઠ
બ્રહ્મચારી, સેવકરામ હરીશંકર મહારાજ-
શ્રીની પવિત્ર સેવામાં.-

**નિવાસસ્થાન નીકોરા હાલ-નરસીપરા.**

મને અનુભવ છે કે ભક્તિ રૂપી અમરવેલની
વૃદ્ધિ થવા માટે, ભૂત માત્રની હૃદયભૂમિકા ઉપર
સદ્બોધ રૂપી નિર્મળ વારીનું સીંચન કરવામાં આ-
પનો પરિપુર્ણ પરિશ્રમ, અનાથ પ્રાણીપર અનુકંપા,
ધર્મકાર્યમાં દૃઢતા, સ્વધર્મપર હિમગીરીવત્ શ્રદ્ધા,
કુદરતે બક્ષેલી ગુરૂ પદ્ધીનું સંરક્ષણ કરવામાં તીવ્ર
ઉત્સુકતા, આનંદાર્પીત પ્રમદાના પ્રેમ પાનમાં અ-
હોનિશ ગુલતાન, સદાચરણી, સદ્વીવેકી અને સાદા,
એટલુંજ નહિ પણ કે'ણી એવી રે'ણીમાં ગતિમાન,
ઈત્યાદિ આપનામાં પરિપુર્ણ પ્રફુલીત પામેલા ઈ-
શ્વરાર્પીત ઉત્તમોત્તમ દૈવીગુણોનું અવલોકન થતાં,
મોહીત થઈ મારી અલ્પમતિ અનુસાર વિરચીત
સુબોધિની "શ્રી સુંદર પદમાળા" નામનો લઘુગ્રંથ,
સેવકની સ્મૃતિ માટે આપનાજ પાદાર્વીંદમાં અત્યંત
પ્રેમપુર્વક સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

હું છું આપનો.

ચરણ કમળ પરાગાનુરાગી

**ભ્રમર-પી० એ०**

# ગ્રંથ મળવાનાં સ્થળો અને કીંમત.

| | |
|---|---|
| ઝણોર<br>૦—૪—૦ | ભક્તમણિ—વજેસિંહ અમીરસિંહ<br>પાસેથી—પોષ્ટ—ચમારગામ |
| ઝણોર<br>વિના મૂલ્યે | શ્રીમતી ઉમેદબા તે પર્વત-<br>સિંહ અમીરસિંહનાં પુત્રીની<br>પાસેથી અધિકારી વગને વિ-<br>ના મૂલ્યે—પોષ્ટ—ચમારગામ. |
| નિકોરા<br>૦—૪—૦ | બ્રહ્મચારી મહારાજ શ્રી<br>સેવકરામ હરિશંકર તથા<br>રા. રા. આદિતરામ નિ-<br>ર્ભયરામ જોષી પાસેથી. — પોષ્ટ. ચમાર ગામ |
| અમદાવાદ<br>૦—૪—૦ | "યુનાઇટેડ" પ્રિન્ટિંગ પ્રેસના મે-<br>નેજર. રણછોડલાલ ગંગારામ<br>પાસેથી |

પોષ્ટેજ વી. પી. ખર્ચ જુદું.

કર્ત્તા.

**પર્વતસિંહ અમીરસિંહ.**

ઝણોર—પોષ્ટ—ચમારગામ.

॥ ૐ ॥

श्री गणेशाय नमः तत्सत् परमात्मने नमः

# श्री सुंदर पदमाळा.

## मंगलम्.

### સાર્દુલ વિક્રીડિત વૃત.

વીરંચી શીવ શેષ વેદ વીધીથી, જેનું કરે ગાનરે;
વ્યાસાદિ વીધી સુતને સનકસૌ, જેનું ધરે ધ્યાનરે;
દત્તાત્રીય અગસ્ત વાલ્મીક ભૃગુ, સેવે અહોનીશરે;
એવા શ્રી પરીબ્રહ્મને પ્રણમું હું, નામી પદે શીષરે. ૧

### સરસ્વતિ સ્તોત્ર.

ચઢી આવ્યાં વાદળાં કાળાં——એ રાગ.

નમુંછું તનુ પદ્મકુમારી, (૨) છે નથી ગતી મતિ મુઢજ મા'રી;
દ્યો સરસત્ત સુધારી–હાંરે દ્યો સરસત્ત સુધારી–નમુંછું–ટેક.
મુરખ તે પંડિત બની જાએ, પુંજાએ નૃપતિ દ્વારે;
દુસ્તર આ ભવ પાર પમાએ, હોય કૃપાજો તારી–હાંરે–નમુંછું. ૧
હૃદય વિણા રંગેથી બજાવું, રીઝાવું હું રશીક જનને;
નિતિ પાઠ સદૈવ ગજાવું, સુણી સુધરે નર નારી–હાંરે–નમુંછું. ૨

રે'જો મમ રશનાએ માતા, સુખ શાતા દાતા દેવી;
"પરવત" માગે છે હરખાતાં, એ વર મંગળકારી–હાંરે–નમુંછું. ૩

## પ્રભુ પ્રાર્થના.

### *મહીદીપ છંદ.

વંદી વંદી વિશ્વનાથ વીનવીએ આવારે,
છે ગતી ગહન તારી સુર મુની સૌ હારે–વંદી. ટેક.
ચંદ્ર ને રવી અધર શા ગગનમાંહી રાજે,
રજની ચંદ્રથી રસેલી શી આભા બિરાજે–વંદી. ૧
પાલણુ પોષણુ પ્રલય કળા ના કળી શકાએ,
ધાતુ ઝાડ પા'ડ પ્રાણી તેં રચ્યાં જગમાં–એ–વંદી. ૨
તે સહુને સૃષ્ટીનાથ છે આધાર તારો,
આ અમે સૌ બાળ હારીએ ગણી ઉપકારો–વંદી. ૩
નમીએ પાયે, સુખ સદાએ, ઘો જગરાયે, શરણુ તા...રે
કર પ્રીતિ......ધર નીતી......હર બીતી
દિન પ્રતિ કરીએ વિનતિ ....................વંદી. ૪

### *માઢ.

પ્રેમનો કોલ દીયો રાજકુમાર———એ રાગ.

ગાએ ગુણુ રસાળ, મતિદો ગાએ ગુણુ રસાળ;
મળી આ સૌ બાળ સમાજ, મતિદો ગાએ ગુણુ રસાળ.ટેક.
ગાએ ગુણ રસાળ કૃપાળુ, વિઘ્ન વિનાશી દેવ;
દેવને દુખ દશાનન દેતો, તેને હણ્યો તતખેવ–મતિદો. ૧

*આ છંદ ગઝલમાં પણ ગાઈ શકાય છે. છેવટમાં મનસ્વી ફેરફાર કરવામાં આવ્યો છે.

*માઢમાં પણુ તેમજ કરવામાં આવ્યું છે. " પર્વતસિંહ "

પામર પાળક આ ભવ તારક, છો સુખકારક ઇશ;
આ ભવ તરીએ વંદન કરીએ, નેહે નામીશીષ–મતિદો. ૨
રતિ........નથી........ગતિ........મતિ
જગપતિ.....કરછતી.....વિનવી વિનતિ
નટવર તારી, છે કૃતિ ન્યારી, મન હરનારી, ને ખુશકારી હા;
શ્રીગીરધારી, કુંજબિહારી, તુજ બલિહારી, પર જઇએ વારી.
હા.....હા. મતિદો. ૩

## ગુરૂ કૃપા.

ઓધવજી માધવને કે'જો એટલું----એ રાગ--

**આદિતે** આનંદ ઉર વ્યાપ્યો ઘણો,
મળ્યા ગુરૂ મુજને "શ્રી ત્રિકમલાલ" જો;
કર ઝાલ્યો હેતે હું પાપી તણો;
દયા કરી દીધો ઉપદેશ દયાલજો–આદિતે–૧
**શશીવારે** સાંખ્ય યોગ સંભળાવીયો,
આણી ઉરમાં અદકો પોતે પ્યારજો;
સુણીને સંદેહ મનનો ભાગીયો,
ભાષ્યો આ સ્વપ્નાવત્ સૌ સંસારજો. આદિતે. ૨
**મંગળે** માત પિતા સુત કામની,
ભોજાઇ ભગની આદે પરિવારજો;
લાગીએ માયાની સૌ મોહની,
સાચું નવ દીઠું એમાં તલભારજો. આદિતે. ૩
**બુદ્ધે** તો બુદ્ધિ મલીન જે માહરી,
દેતાં સાબુ ના પટ મેલ તજાયજો;
ગુરૂ જ્ઞાને તેમ મલીનતા થઇ પરી,

જે બોલે તે આ ઘટમાં દેખાયજો.  આદિતે. ૪
**ગુરુવારે** ગુરૂજીની થઈ કૃપા ઘણી,
જાણ્યા ગુરૂ ગોવિંદને એકાકારજો;
ઓળખ આપી જેણે આતમા તણી,
જેના નામ તણી જાઉં બલિહારજો. આદિતે. ૫
**સુકરે** સેવું સુદ્ધ મને કરી,
પ્રેમે હું ગુરૂપદને લાગુ પાયજો;
ગુરૂ માતા ગુરૂ પિતા ગુરૂ શ્રીહરિ,
છે ગુરૂજી સર્વત્ર મુજ મનમાંયજો.  આદિતે. ૬
**શનીવારે** સેવો સાચા સંતને,
આવ્યો છે જો આ ઉત્તમ અવતારજો;
અવસર આવો ન ફરી મળશે તને,
જાય ઘડી જે તે સોનાસમ ધારજો.  આદિતે. ૭
આ આઠે વાર રસીક પાઠે કરે,
નરનારી પોતે ધરી પૂરણ પ્યારજો;
ત્રિકમ તેના ત્રિવિધ તાપો હરે,
"પરવત" સર્વ સ્થળે પામે સુખ સારજો. આદિતે. ૮

## પદ ૧.

ચઢી આવ્યાં વાદળાં કાળાં.–એ રાગ.

ગુરૂ ને ગોવીંદ એક ધારો, (૨) તન મન ધન તેપર ઉવારો;
આવે ભવ નીસ્તારો, હાંરે આતે ભવ નીસ્તારો. ગુરૂને. ટેક.
સકળ તિરથ ગુરૂજીને ચરણે, શરણે જાવાથી ના'વે;
અખંડ વરને તે નકી પરણે, એમાં નત ઉનારો. હાંરે ગુરૂને. ૧

માયા મોહ વિકાર મટાડે, બાળે વાસના સૌ ખુરી;
સતબોધે અંતર અજવાળે;થાય અખંડ ઉજીઆરો.હાંરે ગુરૂને. ૨
સરિતા સાગરમાં લય પામે,વામે તેમ હું ને મારૂં;
બ્રહ્મ ખુમારી અનહદ જામે,એ સુખનો નહિ આરો.હાંરે ગુરૂને. ૩
"પરવત" ગુરૂ મહિમા છે મોટો, છોટા તે મોટા થાએ;
જડે ન એનો જગમાં જોટો,પળ પણ ના વીસારો.હાંરે ગુરૂને. ૪

પદ ૨.

મન હરી ભજ હરી ભજ ભાવે (૨)
ધન દોલત કશું કામ ન આવે;
મિથ્યા મન મલકાવે, હાંરે મિથ્યા મન મલકાવે. મન. ટેક.
સુતાં ઉઠતાં હરતાં ફરતાં, ધરતાં ધ્યાન રમત વિષે;
વળી વણજ વેપારજ કરતાં, રટ ફરી અવસર નાવે. હાંરે મન. ૧
અમર પટો કોઈ નથી લાવ્યું, જાયું તે ઝડપ્યું કાળે;
"પરવત" તારૂં પણ બની આવ્યું, મત ખોટાને ધ્યાવે.હાંરે મન. ૨

પદ ૩.

ગા ગા ગા ગા ગા ગાતું, (૨) ગોવીંદ ગુણ ગા માં શરમાતું;
ક્ષણું ન જર ખરચાતું, હાંરે ક્ષણું ન જર ખરચાતું. ગાગા. ટેક.
પરનીંદા કરવામાં પાજી, રાજી થઈ રજની ગાળે;
પણ કીરતન કરીને કર કાજી, મન તારૂં મુરખા તુ—હાંરે. ગાગા. ૧
કાયા પાણીનો પરપોટો, ખોટો મોહ ધરી તેમાં;
નફો ન કરતાં લાવે તોટો, મન મારૂં ગભરાતું—હાંરે. ગાગા. ૨
આપી કોલ કરતાને આગો, ફસાયો માયા ફંદે;
રામ ન ગાયો તો શું કમાયો; ગાફલ નર ગદ્ધા. તુ—હાંરે—ગાગા.૩

ગાયો પ્રલ્હાદે ધ્રુવે ગાયો, રીઝાયો અમરીષ રાયે;
વ્રજ વનિતાએ વશ વરતાવ્યો, એ વીણુ દેખ મિરાં. તું હાંરે—
ગાગા. ૪

વીતી જશે વાયું જે વા'ણું, ટાણું ફેર ન આવે આવું;
શીરપર તો છે જમનું થાણું, ચેતી ચાલ જરા તું. હાંરે. ગાગા. ૫
"પરવત" રાત થતાં રડવડશે, સાંભળશે સરવે ત્યારે;
પણ વેળા વીતે શું વળશે, પાછળ માં પસ્તા તું. હાંરે. ગાગા. ૬

## પદ ૪.

ગીરધારીરે ગીરધારી ભજો ગોવિંદ માધવ ગીરધારી—એ રાગ.

નંદલાલારે નંદલાલા, ભજો ભાવે શ્રી નટવર નંદલાલા;
મારા પ્રાણુથી મુને વિઠ્ઠલ વા'લા—ભજો. ટેક.

મોતીની માળા મને ગમતી નથીરે,
મને ગમે ગોવિંદની ગુણુમાળા—ભજો. ૧
માયા મિથ્યા મૃગજળવત્ માનો,
તેને મોહી શા માટે ઠગાવ ઠાલા—ભજો. ૨
બની છેલ છબીલા શું જાવ છાકી;
મારૂં માની મુકો સૌ ચતુર ચાળા—ભજો. ૩
"પરવત"ના પ્રીતમને ભાવેથી ભજતાં,
જન્મ મરણુ દુખ જાય વા'લા—ભજો. ૪

## પદ ૫.

એવો અપરાધી કોણછે રે જેને ભજન ના ભાવે—એ રાગ.

તેનું જીવ્યું ધિક્કાર છે રે, મુખે રામ ના બોલે;
રામ ના બોલે મદાંધ થઈ ડોલે, તે નર ખરને તોલેરે. મુખે. તેનું. ટેક.
કૃષ્ણુ કે'તાં જેની કાયાજ કંપે, નીંદામાં જરીએ ન જંપેરે. મુ. ૧

ખાવતું ભરખે ને પાવતું બરકે, કરમ કીચડમાં ગરકેરે. મુ. ૨
વેદ વચન જેને લાગે છે વસમાં, રીઝે રસીલીના રસમાંરે. મુ. ૩
જન્મ ધરી કરવાનું ન કીધું, ગુમાવી ગાંઠનું દીધુંરે. મુ. ૪
ક્યાંથી આવ્યો ને ક્યાં થશે વાસો; તત્ર ન તેહ તપાસ્યોરે.મુ. ૫
"પરવત" આટલું કે'તાં ન માને; મિથ્યા જનમીયો શાનેરે.મુ. ૬

## પદ. ૬.

વનમાળી વનમાળી વિઠ્ઠલવર વનમાળીરે–એ રાગ.

બહુ સારો બહુ સારો, સમાગમ બહુ સારોરે;
ભવ દુખને દળનારો; સમાગમ બહુ સારોરે. ટેક.
બોલવા ચાલવા ને બેસવાનો; નિધિ દશમ દેનારો. સ. ૧
રત્ન ચતુરદશ સાગરથી સાંપડ્યાં, પંચદશ એથી વિચારો. સ. ૨
ચાર વેદ તો સકળ શાસ્ત્ર વખાણે, પંચ વેદ એથી નિહાળો. સ. ૩
તીમીર તતક્ષણ તનમાંનું ટાળી; કરે અખંડ ઉજીઆરો.સ. ૪
ખટ દરશન અડસઠ તિરથાદિ; સંત પુરૂષ પદ ધારો. સ. ૫
સંત સમાગમનો મહિમા છે મોટો, કાગ મટી હંસ થનારો.સ. ૬
સંત સમાગમ જેને ન રૂચે, પાપ પૂરવનાં ધારો. સ. ૭
સંત સમાગમના ગુણ ગાતાં, આવે કદાપી ન આરો. સ. ૮
કહે "પરવત" ગુરૂ "ત્રિકમ" પ્રતાપે; લગાડો લેહ રાત દા'ડો.સ. ૯

## પદ ૭.

ગુણ ગાવા ગુણ ગાવા, ગોવિંદના ગુણ ગાવારે:
જન્મ મરણ દુઃખ જાવા, ગોવિંદના ગુણ ગાવારે. ટેક.
ગાયા પ્રલ્હાદે જો પ્રેમ ધરીને, સ્તંભે ન દીધો દઝાવા. ગો. ૧
ગાયા માધવદાસ ભક્તેજ ભાવે, આવ્યા બનાત ઓઢાવા.ગો. ૨
ગાયા જૂનાગઢ નરસિંહ નાગરે, શું લાજ દીધી છે જાવા.ગો. ૩

ગાયા સુદામે જો સંકટ સેવી, ઝુંપડીના મે'લ નીપાવ્યા.ગો. ૪
છપ્પન ભોગ તજી અલબેલો આવ્યા, ભાજી વિદુર ઘેર પાવા.ગો. ૫
પંચાળીનાં ચીર પુર્યાં પાતળીએ, લાગ્યો દુશાસન લજાવા.ગો. ૬
વિષનું અમૃત કીધું કૃપાળે, મિરાંના પ્રાણ બચાવા. ગો. ૭
સમર્યા સ્નેહે જો સવરી ભીલડીએ, લાગ્યા અજીઠ બોર ખાવા.ગો. ૮
જાત ને ભાતનું કામ નથી ત્યાં, રીઝે ભક્તિથી માવા.ગો. ૯
ચાંપે ચેતી વિઠ્ઠલ વર વરજો,આવે અવસરીયા ન આવા.ગો.૧૦
"પરવત"ના સ્વામીનું સમરણ કરતાં,બેસે બદામ ના બાવા.ગો.૧૧

## પદ ૮.

બાવા બાવા અમે બાવા, બન્યા છે ગમ ખાવારે;
અખંડ સુખીયા થાવા, બન્યા છે ગમ ખાવારે. ટેક.
નથી બન્યારે ઘેરે ઘેર ઘુમી, મુઠી મુઠી માગી ખાવા. બ. ૧
પ્રેમ પ્રયાગમાં અમે છે નાહ્યા,નહિ આ ઉપરથી ભીંજાવા.બ. ૨
અમે વિભૂતી વૈરાગ્યની ચોળી, નહિ આ ભેંસો ભડકાવા. બ. ૩
ઓહં સોહંની માળા અમારી, નહિ આ ભોળાં ભરમાવા. બ. ૪
તિલક છાપ શુભ કર્મ અમારાં, નહિ આ શરીર શોભાવા. બ. ૫
અતિથિને દાન કરમાં કમંડળ, નહિ આ બોજારૂપ બાવા. બ. ૬
પટ સંપત્તિ રૂપ પગેછે પાવડી, નહિ આ ધરા ધ્રુજાવા. બ. ૭
ગાંજા રૂપી અનુભવ કેફ આંખે, નહિ આ ગાંડા ઘેલા થાવા.બ. ૮
સતાવા ક્રોધને શાન્તિ છે ચીપીયો,નહિ આ શ્વાનોને બસાવા. બ. ૯
વાસના ક્ષયરૂપ વાળી લંગોટી, નહિ આ લલના લલચાવા. બ.૧૦
રામ રટણરૂપ ધુણી ધીકાવી, નહિ આ મલીદા ઉડાવા. બ.૧૧
ધ્યાન અડગ રૂપ માથે જટા છે,નહિ આ છોરૂને છળાવા.બ.૧૨
"પરવત" જો મોહ મુકાય મનથી,છતે સંસારી છે બાવા. બ.૧૩

### પદ ૯.

મોરલી જળ જમુનાને આરે—એ રાગ.

જાઓ જાઓરે ત્રીજ નારી ઠગારી,
તરતી જાણી તમારીરે, જુઠાં આળ ચડાવો;
આળ ચડાવો, નીત લડવાને આવો;

લાજ શરમ કંઈ લાવોરે, જુઠાં આળ ચડાવો. ટેક.
કા'ન મારાનું જુઓ માથું દુખે છે, ક્યારનો પારણે ઉંઘે છે રે. જુ. ૧
શું દુધ દહીં તમે મુકો રસ્તામે, કે મારો કા'ન પીવા પામેરે. જુઠાં. ૨
એક બે ગાય કદી હોશે તમારે, નવ લખ દુઝે મારે દ્વારેરે. જુ. ૩
તો એને નવનીતની શી નવાઈ, કે મારો કા'ન જાય ખાઇરે. જુ. ૪
તમે વાતુડી મળો પરઘેર ટોળે, માંકડાં પેસી મહી ઢોળેરે. જુ. ૫
તાળુ વાસ્યા છતાં ઘરમાં જણાએ, કેમ કરી વાત એ મનાએરે. જુ. ૬
કા'ન મારો એકલો ને તમે છો ઝાઝી, રાખો શું પાંસળી સાજીરે. ૭
કા'ન મારાને લીધો મારવા મેં જ્યારે, જાણ્યો મેં ભેદ સૌ ત્યારેરે. ૮
ગાયો તમારી મારો કા'નજી ન ચારે, તે રીસ રાખી વારે વારેરે. ૯
પોષે પોષે ધૂળ સુરજને નાખો, તેથી શું પડશે ઝાંખોરે. જુ. ૧૦
હવે રખે આવું તુત લઈ આવો, "પરવત" માપ શું ગુમાવોરે. ૧૧

### પદ ૧૦.

સંસારમાં સાર ન કોઈ—એ રાગ.

આનંદકંદ જગવંદન, રઘુનંદન કંશ નીકંદન;
ભય ભંજન જનમન રંજન, જય નીરાકાર નીરંજન.
એજ સુખકારો જેણે અહલ્યા ઉગારી
સમજ નહિ તો પછી ગત શી થનારી
નારી...નહિ તારી નહિ મારી...જગસારી—આનંદ. ટેક.

**સાખી**—શ્વાન સકટના ભારની, ફોગટ ધારે ફુલ;
તેમ મારૂં મારૂં કરે, એ તુજ બારે ભુલ.
સુધારી લે મન મારીને હિરો જતો ના...હારીને. આનંદ. ૧
**સાખી**—કાયા કુપો કાચનો, ફટ ફુટી જાનાર;
જ્યમ ઝાકળના બુંદને, સુકાતાં શી વાર.
સંભાળી લે પ્રભુ પળપળે ફરી દાવ "પરવત" નહિ મળે.
આનંદ. ૨

**પદ ૧૧.**

ભજન કરી લે ભાવેરે, ભવ ભટકણ ભાગે—એ રાગ.
અમુલખ અવસર આવ્યોરે સમજે તો સારૂ;
વિધુત વેગે વે'છેરે આવરદા તારૂ. અમુલખ. ટેક.
સુખકર વા'ણું વાયુંરે વીતી ગઈ રજની,
મારૂં તારૂં મુકીરે ભવતારણ ભજની. અમુલખ. ૧
સંસાર સુખ છે કાચુંરે રાચું શીદ કુટે,
દિપક રાણો થાશેરે જ્યારે તેલજ ખુટે. અમુલખ. ૧
દૃષ્ટિ પદારથ સરવેરે વણસી જાવાના,
રંક તવંગર રાણારે ના નથી રે'વાના. અમુલખ. ૩
કાળો તારા આગળરે નાખ્યા કંઈ કુટી,
તોપણ ગરવે ધુમેરે તારી શું ફુટી. અમુલખ. ૪
જોબન ચાર દિવસનુંરે ચટકું જ અભાગી,
લખચોરાસી હાથેરે શીદ લે છે માગી. અમુલખ. ૫
માટે ચોંપે ચેતીરે કર પાળ સવેળા,
પૂર ભરાયા પુઠળરે શું વળશે ઘેલા. અમુલખ. ૬
માયા છે મહા ઠગણીરે નથી કયમ સાંભળતો,
આજકાલ એમ કરતાંરે રે'શે લડખડતો. અમુલખ. ૭

હાથે તે કહ્યું સાથેરે પાછળ તુનતુનીયાં,
"પરવત" આપ થતાં ગતરે સબ દુખ ગઈ દુનીયાં અ. ૮

## પદ ૧૨.

મદ ઘોડે ચઢી મુરખારે આંખે નવ ભાળે,
પણ જમ આગળ જરીએરે તું જોર ન ચાલે. મદ. ટેક.
રાવણુ મહા મદ ભરીયોરે લંકાનો રાજા,
તેનાં પણ એક પળમાંરે વાગ્યાં છે વાજાં. મદ. ૧
મુછ મરડીને ફરતારે દિનને બહુ દમતા,
તેને પણ પેખ્યાછેરે સમશાને સમતા. મદ. ૨
માટે મદ મુકીનેરે સમજી થા શાણો,
વૃથા કરમ શીદ કુટેરે કરમાં લઈ પાંણો. મદ. ૩
કાળ અચાનક આવીરે લીધો કે લેશે,
વિચાર તારા મનનારે સૌ મનમાં રે'શે. મદ. ૪
ગાડી વાડી લાડીરે સાથ ન સંચરસે,
ઘરનાં કાઢો કાઢોરે મુખથી ઉચરશે. મદ. ૫
તો તું મદ શા ઉપરરે અંતરમાં રાખે,
મદ એ તારો તુજનેરે નરકે નકી નાખે. મદ. ૬
કરશે તે ભોગવશેરે ખોદે તે પડશે,
માટે ચીતમાં ચેતીરે વિઠ્ઠલ વર વરશે. મદ. ૭
જન્મીને આ જગમાંરે કરવાનું એછે,
"પરવત" એ વિષ્ણુ પોગળરે સૌ શાસ્ત્ર વદેછે. મદ. ૮

## પદ ૧૩

માથે કોપી રહ્યો છે કાળરે, ઉંધ તને કેમ આવે-એ રાગ.
તારા ચીતમાં ચેત અચેતરે, રંગ રશના રશીયા;

કરી લેને હરિથી હેતરે; રંગ રશના રશીયા. તારા. ટેક.
ફરે ફોગટની ફુલધરી માગે, રંગ રશના રશીયા;
કુંભ કાચો છે તારૂં તનરે, રંગ રશના રશીયા. તારા. ૧
ગયું બાળપણ રહ્યો ન ખ્યાલરે, રંગ રશના રશીયા;
જાળવીને જુવાનીમાં ચાલરે, રંગ રસના રશીયા. તારા. ૨
જરા આવતાં ભાગશે જોરરે, રંગ રસના રશીયા;
તજી દેને તું તારો તોરરે, રંગ રસના રશીયા. તારા. ૩
પાંચ મળતાં પચીસને ધાયરે, રંગ રસના રશીયા;
એમ તૃષ્ણાના પુરે તણાયરે, રંગ રસના રશીયા તારા.૪
પાપ કામે વસુ વપરાયરે, રંગ રસના રશીયા;
પુણ્ય મારગમાં જીવડો જાયરે, રંગ રસના રશીયા. તારા. ૫
બીજ બાવળનું વાવી વિલોકરે, રંગ રસના રશીયા;
આશ આંબાની રાખવી ફોકરે, રંગ રસના રશીયા. તારા.૬
રાતદિન કામ કામ ને કામરે, રંગ રસના રશીયા;
નથી એક ઘડીનો આરામરે, રંગ રસના રશીયા. તારા. ૭
દંત કરડી રહ્યો છે કાળરે, રંગ રસના રશીયા;
પાણી પે'લાં બાંધીલે પાળરે, રંગ રસના રશીયા. તારા. ૮
કાંટે આવેલું તાળમાં ઝાઝરે, રંગ રસના રશીયા;
કહે "પરવત" તારે કાજરે, રંગ રસના રશીયા. તારા. ૯

### પદ ૧૪

ફુલ્યો ફુલ્યો ફરે શું ધરી ફુલરે, વર વરણાગીયારે;
ઉડી જશે તું આકડાને તુળરે, વર વરણાગીયારે. ફુલ્યો. ટેક.
ગયા માધાતા સમ મહિપતરે, વર વરણાગીયારે;
કહે તો શી તારી છે ઉગટરે; વર વરણાગીયારે. ફુલ્યો. ૧

મળી માનુની ગીત જ્યાં ગાયરે, વર વરણાગીયારે;
હાય હાય ત્યાં એક દિન થાયરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૨
ખીલ્યું તે ખરવાનું ખચીતરે, વર વરણાગીયારે;
એમ અખીલ જગત અનીતરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૩
સુખ સંસારનું સ્વપના તુલરે, વર વરણાગીયારે;
ખોટી ભ્રમણા વિષેમાં ભુલરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૪
હીંડે વાંકી શું રાખી ડોકરે, વર વરણાગીયારે;
પડી જશે ઓચીંતી પોકરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૫
ભરે ભુંડાઇનો શીદ ભારરે, વર વરણાગીયારે;
કરે તેવું પામે નીરધારરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૬
તારી લાગવગ ચાલશે ન ત્યાંયરે, વર વરણાગીયારે;
રંક રાય એક ત્રાજવે તોળાયરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૭
ધડ માટે ન ખોટા ઘાટરે, વર વરણાગીયારે;
વળતો ના કદી ઉચાટરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૮
કરી લેને સુકૃત ભલી ભાતરે, વર વરણાગીયારે;
"પરવત" ની રાખ રૂદે વાતરે, વર વરણાગીયારે. ફુલ્યો. ૯

### પદ ૧૫.

કોણ કે'છે માય નો'તી મારા વા'લા--એ રાગ.

સાંભળજો સંભળાવું હું શાણા, ભુંડું થવાનું ભાવીરે;
નહિ બેસે સાંભળતાં નાણાં, બેસો ભજનમાં આવીરે. સાં–ટેક.
વિપ્રને વેદ હરિજનની નીંદા, ખાસો ખોળ્યો ધંધોરે;
નીતીને નેવાંપર મુકી, હોડે થઇને અંધોરે. સાંભળજો–૧
લક્ષ્મીવરનું નામજ લેતાં, લાલ સોદાગર લાજેરે;
ઠઠ્ઠા બાજી ધન ધુતવામાં, ગરતો થઇને ગાજેરે. સાં–૨

રાખે મુછપર હાથ હંમેશાં, સાધુને નવ નમતોરે;
જર જોબનનું જોર જણાવી, દિન જનને બહુ દમતોરે. સાં-૩
ગાંજો અફીણ દારૂમાં દાટયો, એ વિણ વ્યસનો ઝાઝાંરે;
ચોરી ચાડી જુઠ જાર કરમનાં, વાગી રહ્યાં છે વાજાંરે. સાં-૪
ઘરની નારી ન ગમે સુઘડને, પરસુ બાંધી પ્રીતીરે;
જર જોબનની કરે ખુવારી, ધરે ન કોઇની બીતીરે. સાં-૫
કરજ કરીને ઘાટ ઘડાવે, સબાને રીઝાવારે;
ધર્માદામાં ઘાવું પડે તો, કે' નથી ખાંડવા ખાવારે. સાં-૬
આવક ઓછી ને જાવક ઝાઝી, સજે વિવિધ શણગારોરે;
ઘોડે ચઢીને ગાગ કીધું ઘેલું, અત્તરનો નહિ આરોરે. સાં-૭
દોરા ચીઠીમાં નિત વરે દોકડા, વેચાણ વે'મનો એવોરે;
ઉદ્યમની લીધી સૌએ આખડી, દેવામાં દોકડો ન દેવોરે. સાં-૮
ફજીઆ ખોરી નારી નઠારી, સુખ કાળી નાગણ છેરે;
ઘરમાં છે ઘુંટણભર ખાડા, તનપર માંખો મણછેરે. સાં-૯
સારી શિખામણ આરે નઠોર તો, કદી ન ધરશે કાનેરે;
"પરવત" પુરો જે પુણ્યશાળી, તે મથશે પીવાનેરે. સાં-૧૦

પદ ૧૬.

ડાકોર ગામ ના રણછોડ રાયા, તારી અજબ છે માયારે;
તારી અજબ છે માયા મારા વા'લા, શીવ બ્રહ્મા ભરમાયારે.
શીવ બ્રહ્મા ભરમાયા મારા વા'લા, ભેદ ન કાંઇ પાયારે;
ભેદ ન કાંઇ પાયા મારા વા'લા, તો કોણ રાણી જાયારે.
તો કોણ રાણી જાયા મારા વા'લા, ભ્રમણામાં ભટકાયારે;
ભ્રમણામાં ભટકાયા મારા વા'લા; વણ તાપેજ તવાયારે.
વણતાપેજ તવાયા મારા વા'લા, પણ જેણે ગુણ ગાયારે;
પણ જેણે ગુણ ગાયા મારા વા'લા, તેને વશ વરતાયારે.

તેને વશ વરતાયા મારા વા'લા, કીધી છત્રથી છાયારે;
કીધી છત્રથી છાયા મારા વા'લા, તે નિરભય પદ પાયારે.
તે નિરભય પદ પાયા મારા વા'લા, સાચા સતગુરૂ સા'યારે;
સાચા સતગુરૂ સા'યા મારા વા'લા, અલખ નામ લખાયારે.;
અલખ નામ લખાયા મારા વા'લા, "પરવત" મહા સુખપાયારે;
"પરવત" મહાસુખ પાયા મારા વા'લા, ધન્ય ધરાપર જાયારે.

## પદ ૧૭.

વા વાયાને વાદળ ઉમટયાં—એ રાગ.

વીતી રજની ને પો ફાટીઓ, ઉઠો ઉઠોને નંદનાલાલ;
દરશન ઘોને રશીકવર રાધાના
તમે નથી ઉઠતા શા માટે શું વિસર્યા અમથી વા'લ. દરશન.ટે.
ચક ચક ચકવા ચકવી કરે, બોલે કુકડા કુકડેકુક. દરશન.
કા કા કા કરે છે કાગડા, બોલે વિધવિધ મેનાં શુક. દરશન.વી.૧
મળી કાબેરો કાઉ કાઉ કરે, મસ ટૌકે મધુરા મોર. દરશન.
પીયુ પીયુ પપૈયા ઉચરે, કરી રહી કોયલડી સોર. દરશન.વી.ર
ભણુતાં ભાં ભાં ભાં વાછરૂ, બાં બાં બાં બોલે ગાય. દરશન.
ઘોંઘ ઘરરર ઘરરર ઘંટીના, ગોરસના ધમ ધમ થાય. દરશન.વી.૩
જમુના જળ ભરવા કારણે, સૌ ચાલ્યો સખીનો સાથ. દરશન.
વિદ્યાર્થી વે'લા ઉઠીને, ગાઈ રહ્યા છે સુંદીર ગાથ. દરશન. વી.૪
ઉતરે દેવ મંદિર આરતિ, ઘેરી ઘેરી વાગે ઘડિઆળ. દરશન.
ચિતહર ચોઘડીયાં વાગતાં, થાય ઝાંઝરના ઝમકાર. દરશન.વી. ૫
મળી સંગિતના શોખી સહુ, તબલાં પર દેછે થાપ. દરશન.
વાગી રહ્યા તાઉસને તંબુરા, ગાય શું આપી આલાપ.દરશન.વી.૬
ઉગી દેવ અરૂણ ઉંચે ચઢયા, રેલ્યો તડકો ચોપાસ; દરશન.
"પરવત"ના પ્રિતમ જાગીયા, સુણી વિનતી પુરી આસ.દરશન.વી.૭

### પદ. ૧૮

વાગી વંદ્રાવનમાં વાંસળી, સુણી ત્યારનું કંઈ કંઈ થાય;
મળવા આવોને મનહર નાવલીયા. તારી ભેદ ભરેલી વાંસળી,
નાગણુ થઈ ડંસી કાય. મળવા. ટેક.
જોત જોતામાં લે'રો ચઢી, કંઈનું કંઈ મુખ બોલાય; મળવા.
એ લે'રો વાળી ના વળે, વિઠ્ઠલવર તમ વિનાય. મળવા.વા.૧
એ ન હોય વાંસની વાંસળી, આતો ભુલી ના ભુલાય. મળવા.
આંખે અંધારાં આવે અતિ,ના આવો તો જીવડો જાય.મળવાવા.૨
ઘરમાં ઘેલી થઈ હું ભમું, ચારે ગમ ખાવા ધાય; મળવા.
વાત વિનોદની પણ ના ગમે, મળવાને મન મુઝાય.મળવાવા૩
નયણે નિદ્રા પણ નાવતી, વિચારે વા'ણું વાય. મળવા.
ભલું ભોજન પણ ભાવે નહિં, કથની એ કયાં કે'વાય.મળવા.વા.૪
તારી મોહનગારા મુરતી, જ્યાં જોઉં ત્યાં ત્યાં દેખાય; મળવા.
"પરવત"ના સ્વામી શામળા, આવો તો આનંદ થાય.મળવા.વા.૫

### પદ ૧૯.

વારીયાં વારીયાં વારીયાંરે રાખે કૃષ્ણ.—એ રાગ.

ચાકર ચાકર ચાકરરે, રાખો રાખો પ્રભુજી મને ચાકર. ટેક.
અનેક વાર અસત્ય ઉચ્ચારી, બહુ દુખ પામ્યો દયા કરરે. રા.૧
રાખ્યો વાંઝાતર વેપાર અરથે, પણુ નીવડ્યો હું ખોટા કરરે. રા.૨
હવે કરીશ વેપાર વિચારી, બેસું બનીના ઠાકરરે. રાખો. ૩
ખોટ ખસું ... ન ખરીદું, રાખીશ ખેરા નફાકરરે. રાખો.૪
લુચ્ચા લફંગાને સ્વપને ન ધીરૂં, જે મગ માહી દશાકરરે. રા.૫
શાન્તી દયા દાયા સત્ય શિળાદિ, રાખીશ માલ જગાકરરે.રા ૬
ચાકરીમાં એક સમરણુ માગું, ખર્ચીમાં દર્શ કૃપાકરરે. રા. ૭
"પરવત" પળપળનો અપરાધી,રાખીએ શર્ણુ ક્ષમાકરરે. રા. ૮

## પદ ૨૦.

કિને દેખા હુમારા સ્વામી—એ રાગ.

બોલો બોલોશ્રી કુંજબિહારી, જેણે લીલા વિવિધ વિસ્તારીરે.બો.ટેક.
ગૌ બ્રાહ્મણને કંસ કનડતો, મારી કે'વાયા કંસારીરે. બોલો.૧
દેવને દુખ દાનવ બહુ દેતા, તેને દળીને દુરારિરે. બોલો.૨
વ્રજપર કોપ કીધો જવ ઇંદ્રે, કર ધરી ગીરી ગિરધારીરે.બોલો.૩
વિશ્વરૂપી આ બેસ બગીચો, વિસ્તારી વનમાળીરે. બોલો.૪
"પરવત" નામ અનંત પ્રભુનાં, તે પર જઇએ વારીરે. બોલો.૫

## પદ ૨૧.

હળવે હળવે હળવે હરજી મારે મંદિર આવ્યારે—એ રાગ.

લાગી લાગી લાગી સુરતા લક્ષ્મીવરથી લાગીરે,
ભાગી ભાગી ભાગી મારા મનની ભ્રમણા ભાગીરે;
જાગી જાગી જાગી મારી વૃત્તિ ઝબકી જાગીરે,
ત્યાગી ત્યાગી ત્યાગી સરવે અશુભ વૃત્તિ ત્યાગીરે.
નાહ્યો નાહ્યો નાહ્યો હું તો તરવેણીમાં નાહ્યોરે,
સાહ્યો સાહ્યો સાહ્યો મેં તો પાલવ પ્રભુનો સાહ્યોરે;
વાજે વાજે વાજે શુન્ય શિખર પર વાજાં વાજેરે,
રાજે રાજે રાજે મારો વાલમ ત્યાં બિરાજેરે;
ઝળકે ઝળકે ઝળકે ત્યાં તો અખંડ જ્યોતિ ઝળકેરે,
મલકે મલકે મલકે મારૂં મન મોહન જોઈ મલકેરે.
પામ્યો પામ્યો પામ્યો હું તો ચાર પદારથ પામ્યોરે,
વામ્યો વામ્યો વામ્યો મારા દીલની દુગ્ધા વામ્યોરે;
પીધો પીધો પીધો મેં તો પ્રેમ પીયાલો પીધોરે,
કીધો કીધો કીધો "પરવત"નો પ્રીતમ વશ કીધોરે.

## પદ ૨૭.

દુરીજનને કે'વું હોય તે કે'જો—એ રાગ

અમે બગડયારે છટ્ટીના બગડીયા, કહો તેમાં તમને તે શું નડીયા;
દુરીજન નીંદાન કરશો અમારી, અમે છીએ ગોવાં ગરીબ તમારી.
અમે. ટેક.
ગમે તો સંગત કરજો અમારી, અમે નથી તમને ફરજ કંઈ પાડી;
અમારે તમારે નથી કંઈ વાંધો, મિથ્યા શીદ પાપનાં પોટલાં બાંધો. ૧
અમે તો પ્રેમે હરિરસ પીશું, નાચી ખુંદી નટવરને રીઝવીશું;
હરિ ગુણ ગવડાવશે તેવા ગઈશું, અહોનિશ મગ્નજ મનમાં રહીશું.
અમારે છે હરિજન સાથે રે નાતો, ભલે તમે થાકો વૃથા કરી વાતો;
અમે નથી શ્રીહરિથી શરમાતા, શેની લાજ લાગેછે તમને ભ્રાતા. ૩
ખરી લાજ લાગતી હોયજ તમને, તમે પણ બગડી ઉત્તજો અમને;
જુઓ જાર તાવડી સંગે બગડી, મટી જન્મ મર્ણની માથેથી સગડી. ૪
અમે બગડયા એવા જો તમે બગડો, છૂટે સંસારનો મિથ્યા રગડો.
એવાં ક્યાંથી ભાગ્ય તમારાં જાગે, 'પરવત્ત'ના લાલથી લગની લાગે. ૫

## પદ ૨૭.

શ્રાવણ માસેરે હો સજની.—એ રાગ.

સતસંગ સેવોરે હો શાણા, નહિ બેસે એમાં કંઈ નાણાં;
સાથી સ્વરગનોરે સતસંગ છે, એ થકી રંગાયો તેને રંગ છે. સ. ટેક.
પારીજાતક એ પરમાણો, મનવાંચ્છીત સુખ એથી માણો;
પારસમણી પણ એને પેખો, અવસર આવ્યો દ્રગથી દેખો સ. ૧
તાપ ત્રીવીધી આ તન બાળે, તેને એ તતક્ષણમાં ટાળે;
ષડ રિપુ પણ ક્ષણમાં રોળી, પરણાવે સદ્‌બુદ્ધિ ગોરી. સ. ૨
ઘેર બેઠાં ગંગામાં ના'વો, કાશી મક્કે શીદ અથડાઓ;
એછે વૈકુંઠ આ વસુધામાં, નથી એવું સુખ બીજા કશામાં. સ. ૩

પટ ફરિમળ સાબુથી જાએ, મન નિરમળ એથી નકી થાએ;
નિરમળ થાતાંરે મન હસ્તી, વશવરતે મુકી દઈ મસ્તી. સ. ૪
જપ તપ તિરથરે સોહાવે, સૌથી સતસંગ સબળો કા'વે;
એને તોલેરે કંઈ નાવે. વેદાન્ત પણ ગુણ જેના ગાવે. સ. ૫
ગગન ગુફામાં જ્યોતજ જાગે, અખંડ સુરતા તે પર લાગે;
આ ભવસાગર સે'જે તરશે, "પરવત" જે સતસંગે વળશે. સ. ૬

## પદ ૨૪.

ચડાવી ગાંસડી વેઠનીરે કેમ નાખી દેવાય—એ રાગ.

મોંઘો પ્યાલો રામ રસનોરે, કેમ ઢોળી દેવાય;
ટાળનારો આતસનોરે, કેમ ઢોળી દેવાય. મોંઘો ટેક.
ધણી બતાવે અક્ષર ધામનોરે, ટાળી તનના વિકાર;
બીજો નથી તારા કામનોરે, મુરખ મનમાં વિચાર. મોંઘો. ૧
જેણે પીધો તે સુખ પામીયારે, ઠરી બેઠાછે ઠામ;
લક્ષચોરાસી વામીયારે, વદે વેદ તમામ. મોંઘો. ૨
મિરાંએ મનથી આરોગીયોરે, વરી સુંદરસ્યામ;
બન્યો નરસૈંગો ભોગીયોરે, સે'જે સર્યાં કામ. મોંઘો. ૩
પડળ તિમીરનું ટળતાંરે, આત્મજ્યોત દરશાય;
આનંદ મોજા ઉછળતાંરે, સુખ શાન્તીમાં ના'ય. મોંઘો. ૪
પીતાં તો પડશે આકરોરે, અકળાશો ન ઉર;
પચતાં ખરે સુખસાગરોરે, કોટી વરસેછે નુર. મોંઘો. ૫
શાણા એ રસછે સાચોરે, પાડે બેડો પાર;
"પરવત" કેમ રહે કાચોરે, મળે પ્રેમી પીનાર. મોંઘો. ૬

## પદ ૨૫.

વળગીછે વેઠ આ પેટની, રામરસ કેમ પીવાય;
પળમાં ખબર પાડે ઠેઠની, રામરસ કેમ પીવાય. વળગી. ટેક.
મનમાં તો જાણે પીઉં પીઉં થાય છે, પણ બીક મોટી છે શેઠની. રા. ૧

લખી લખીને આ કમ્મર તુટે, તેવે તૈયારી દીવેટની. રા. ૨
બારે બગબર હું ઘેર જાઉં, માંડે કંકાશ બજ્યા પેટની. રા.૩
એકને ટકોરે વાળુ પરવારું, લેવી લીજત સીગારેટની. રા. ૪
પીતાં પીતાંમાં આવે બગાસાં, આપે હુકમ હવે લેટની. રા. ૫
ઉંઘમાં પણ લખલખની વાતો, આવે છે ભુલ અડસેટની.રા.૬
પાંચે બરાબર પોઢીને ઉઠું, ઉઠયા કે યાદ આભડછેટની. રા ૭
કહે "પરવત" હોય હરિ કૃપા તો, આપદા ટળે અચેતની.રા.૮

પદ ૨૬.

તું તો નામ ભજી લે સીતા સતિ પતિ રામનુંરે—એ રાગ.

સાંધામાં સાંધું તું નામ રટીલે રામનું......રે (૨)
રામનું......રામનું......રામનું......રે સાંધામાં. ટેક.
હિરા માણેક મોતી પે'રી, હીંડે તું પટછાયો હેરી;
પણ પટતાં આ કાય કહે શું કામનું......રે સાંધામાં. ૧
સાખી—માયા મોટે માંડવે, છવાઈ તૃષ્ણા વેલ;
રચી પચી તેમાં રહી, માણે મનથી સે'લ.
પણ એ સે'લજ દ્વાર નર્કના ધામનું......રે સાંધામાં. ૨
રંગ મે'લ છે રેતીપરનો, બુંદ પલ્લવે જ્યમ ઝાકળનાં;
તેવું આ કાયા ઘર કાચું ચામનું......રે સાંધામાં. ૩
સાખી—મિથ્યા મોહ ધરી ફરે, સરે ન એથી અર્થ;
આ ભવતારણ કો નથી, શ્રીહરિ વિણ સમર્થ.
"પરવત" રટીલે કામ પડે નહિ દામનું......રે. સાંધામાં. ૪

પદ ૨૭.

કેસે ગયે જનમાર ભજન બિના—એ રાગ.

ભાવે ભજો ભગવાન, જન સહુ ભાવે ભજો ભગવાન;
ઘો કંઈ દિનને દાન, જન સહુ ભાવે ભજો ભગવાન. ટેક.
આ જગમાંહે જન્મ ધરીને, જપવા જુગદાધાર; જન સહુ.

દેવું દિનને એએ મગ છે, ઉતરવા ભવપાર. જન સહુ. ૧
પંચમહાભૂતનું સ્થુળ આછે, ધર્મશળા રૂપધાર; જન સહુ.
તેને જે મારૂં કરી માને, તે મુરખ સરદાર. જન સહુ. ૨
થોડી મુદતને માટે આછે, ભાડાનું ઘર યાર; જન સહુ.
અવધ થતાં ઉપડવું પડશે, લાગે ન વાર લગાર. જન સહુ. ૩
તો પછી બાગ અને બંગલા સૌ,તારા ક્યાંથી વિચાર; જન સહુ.
આપ જતાં એ સૌ અસબાબો, જ્યાંના ત્યાં રહેનાર. જન સહુ. ૪
"પરવત"માટે મારૂં ને તારૂં,ઘોને તજી આ તમામ જન સહુ.
સાચા સંતને સેવી સંપાડો, સાચા સુખનું ધામ. જન સહુ. ૫

પદ. ૨૮

ગોવિંદના ગુણ ગાવ, સંતો ગોવિંદના ગુણ ગાવ;
રાખી સદા સમભાવ, સંતો ગોવિંદના ગુણ ગાવ;
આવ્યો છે ઉત્તમ દાવ, સંતો ગોવિંદના ગુણ ગાવ. ટેક.
ટીલાં તાણો શાસ્ત્ર વખાણો, માળા કરમાં સા'વ;
ના'વ ભલે દિનમાં દશ ફેરા, તેથી ન સંત ગણાવ. સંતો. ૧
ઠાકોરજી ઘરમાં પધરાવી, નિત્ય ભલે નવરાવ;
કેસારાં લઈ કરમાં કુટો, ભોગ લલિત લગાવ. સંતો. ૨
કામની કેરો સ્પર્શ કરો નહિ, કરતાં ન કિંચીત ખાવ;
ચેલા ચેલી કરીને ધન લેતાં, ખરેખરા ખુશ થાવ. સંતો. ૩
ભેટ ધરે જે ભારે તેને, માની મોટેરા ચહાવ;
ભૂખડી ભક્ત મળે તે આપે, પૂછો ન તેનો ભાવ. સંતો. ૪
ખટ અરિને નહિ દુર ખસેડ્યા, દશને વસ વરતાવ;
"પરવત" સંતનું નામ ધરાવી, શ્રીહરિને ન લજાવ. સંતો. ૫

પદ ૨૯.

હવે મુને હરિ નામથી નેહ લાગ્યા—એ રાગ.

હવે મુને રામ નામની ધુન લાગી;
જાગી જોતાં ભ્રમણા સરવે ભાગીરે. હવે. ટેક.

માળા મોતીની મારા, મનથી ગઈ ઉતરી ને...હિરાના હાર પણ તજીયા.
સાચા દાગીના જે, શ્રીહરિ નામના તે; સદા સોહાગ રે'વા સજીયારે. હવે. ૧
અડસઠ તિરથ મારા, હરિ ગુરૂ ચરણે...જાગીને જોતાં જણાયું
જપ તપને વ્રત, વ્યર્થ વિઠ્ઠલ વિના,કરી કોડી કોડી કમાયું રે.હવે૦૨
દેહને દમતા જે, ખટ અરિ ખસીયા...દાસી બની દશ વા'લી;
ગુરૂ પ્રતાપે મારા, હૃદય મંદિરીયામાં;આવી વસ્યા વનમાળીરે.હવે૦૩
માતને તાત સુત, માયા મંદિરીયે..."પરવત્ત" રે'તોજે રાચી;
જુઠું એ સરવે, દ્રગથી દેખાતાં, નટવર સામે રહ્યા નાચીરે.હવે૦૪

પદ ૩૦.

અહો મેરે દિનાનાથ; મેરી સુદ્ધ લેનાજી.—એ રાગ.

રણુછોડ રંગીલા; અજબ તારીછે લીલા; ભૂલી ભરમાયોજી.ટેક.
આપી કોલ આવ્યો અહીં, ઠગ્યો ઠગણીએ સહી;
છોડું પણ છુટે નહિ, ભવોભવ સંગે રહી; ઘણો ગભરાયોજી.
રણુછોડ૦ ૧
શિવજી સરીખા કહું, એનાથી ઠગાયા સહુ;
કહો કોણુ મારૂં ગજું, હું તો નામ માત્ર ભજું; ફંદમાં ફસાયોજી.
રણુછોડ. ૨
" પરવત " હાર્યો હવે, બળતો બચાવો હવે,

પુરો હું છું પાપી અરે, તારો તમે તોજ તરે, તેરે શર્ણું
આયોજી. રણછોડ. ૩

### પદ ૩૧.

નમું જીનરાજ હું વારી વારી—એ રાગ.

નમું જગનાથ હું વારે વારે, તમો વિણુ કોણુ આ તારે તારે;
તમારૂં છે શર્ણુ હા મારે મારે;
મોહન માયા વિષે મોહ પામ્યો, કર્મનો કંપ વિશેષે જામ્યો;
પાપે કરી પુરણુ દુઃખ પામ્યો, વિઠ્ઠલ ધાવની વા'રે વા'રે નમું.૧
સાખી—અનંત અવિદ્યાનો ભર્યો; છું અપરાધી અપાર;
જોશોમાં કૃતિઓ ભણી, વિનવું વારંવાર.
કમળા કંથ કહું કરજોડી, ત્રિકમ ઘો તૃષ્ણાને તોડી;
માયા તણા સહુ બંધ વછોડી, પઢે"પરવત્ત" ઘો હારે હારે. નમું.૨

### પદ ૩૨.

એ........માથે મટુકી લેઇ જાઉં—એ રાગ.

એ...ભાવે ભજો ભગવાન, નાવે ફરી આવો અવસર
નાદાન.—એ ટેક.

માયામાં શું રે'છે રાચી, કાયા તારી છે જો કાચી;
"પરવત્ત"ની શીખ માન.......... ......એ ભાવે. ૧

### પદ ૩૩.

એ...દશરથ નંદન રામ, સતિ સિતા માતાના સુંદીર
શ્યામ—એ ટેક.

જેણે વચન પિતાનું પાળ્યું, રવિ પેરે રઘુકુળ અજવાળ્યું;
વન વિચર્યાં ધરી હામ, વાહ વાહ વન વિચર્યાં ધરી હામ. એ. ૧
રાવણુ મા' મદ ભર્યો [illegible], [illegible] સીતાનું કર્યું કુડ બાજે[illegible]

તેને પો'ચાડયો સ્વધામ—વાહ વાહ તેને પો'ચાડયો સ્વધામ. એ. ૨
લંકાનું રાજ વિભીક્ષણને આપ્યું, જન્મમરણ જટાયુનું કાપ્યું;
અહલ્યા ઉગારી છે આમ—વાહવાહ અહલ્યા ઉગારી છે આમ. એ. ૩
ભક્ત વત્સલ "પરવત"ના સ્વામી, આપે અખંડ સુખ અંતરજામી;
વા'લા વિસારો ન નામ—વાહવાહ વા'લા વિસારો ન નામ. એ. ૪

### પદ ૩૪.

એ...સાચું નાણું છે શ્રીરામ, એ વિના બીજું કાચું છે
તમામ—એ ટેક.

ખૂબ ખરચ્યાથી પણ નવ ખુટે, હાકેમ ચોર લુંટારા ન લુંટે;
જેમાં નથી ભય નામ, વાહવાહ જેમાં નથી ભય નામ. એ. ૧
અધિક તો બલિહારી એ છે, જેમ વાપરે તેમ તેમ વધે છે;
જોઇએ ન મૂકવા ઠામ, વાહવાહ જોઇએ ન મુકવા ઠામ. એ. ૨
"પરવત" માટે એ નિરભય નાણું, સંઘરજો ફરી નહિ મળે ટાણું;
અગમ ઉચારે છે આમ, વાહવાહ અગમ ઉચારે છે આમ. એ. ૩

### પદ ૩૫.

એ...મોહન મોરલી શી વાય, સુણી મારા કાળજામાં કંઇ
કંઇ થાય—એ ટેક.

બંસી એની કામણગારી, ભૂલી સરવે સુધબુધ મારી;
મળવાને મનડું મુઝાય,....................એ. ૧
"પરવત" ના પ્રીતમને મા'રી, વિનતડી કે'જો વિસ્તારી;
એ'ની કરીને કૃપાય........................એ. ૨

### પદ ૩૬.

દિલ લગાય રામ ફકીરીમેં—એ રાગ.

લગા સુરતા તેરી મોહનમેં, જીયા મોહનમેં રશીયાવરમેં. લગા—ટેક.
ક્યું ખેલતહે નટ ચોગાને, હે રમતા દિલ દોરનમેં. લગા. ૧

ઢીલમીલ સબ પનીહારન જાતી, મસકાતી ચીત મટકનમેં. લગા. ૨
પ્રલ્હાદને સુરતા જો લગાઇ, પ્રગટ ભયે પ્રભુ સ્તંભનમેં. લગા. ૩
"પરવત" ભક્તિ એહી બીધ કરના, સ્યામ બસત ઉનકે તનમેં. લ. ૪

પદ ૩૭.

કર બંદગી શ્રી જગજીવનકી, જગજીવનકી મોરલીધરકી. કર. ટેક.
તું અપને મન મહેલ બનાતા, હે ન ખબર ઘડી પલકનકી. કર. ૧
આપ મુવે કુછ સંગ ન આતા, આતી ઘડી હરિ સમરનકી. કર. ૨
સાહેબ સેવા કીની સુધનવે, ઠંડી હુઇ તવી તેલનકી. કર. ૩
"પરવત" આશા રખ રઘુવરકી, મત ધર આશ તું ઓગનકી. ક. ૪

પદ ૩૮.

લછમી પતિ શેઠ હમારા હે, જગ ખેલત ખલ્કસેં ન્યારા હે.
લછમી.—ટેક.

સઘુ બર કીટ પતંગાદિકા, જો પ્રભુ પાલનહારાહે. લછમી. ૧
દાસ હુવા જીતના દુનીઆમેં, આશ પુરનકી ઉધારાહે. લ. ૨
મનવાંચ્છીત ફલ વો સબ દેતા, સબ ઉન આગે બિચારાહે. લ. ૩
"પરવત" કો પરવા ન કીસીકી, પ્રાન હુતેં વોહી પ્યારાહે. લ. ૪

પદ ૩૯.

જીયા જનમી ગોવિંદ ગોવિંદ ગા, પ્યારા ગોવિંદ ગા પ્રભુના
ગુણ ગા. જીયા—ટેક.

જો કુછ ગાના સ્યામ બીનાહે, સો સબરસ બીન હે ખાના. જી. ૧
નારી બીલોના થોથાહે જૈસા, બીન ચલને કાશી જાના. જી. ૨
રેત પીલે કયા તેલ નીકસતા, જ્યું જલ કચ્ચે ઘટમેં લાના. જી. ૩
"પરવત" ગાના ગુન ગોવિંદકા, હે પલમેં ભીખારી ખાના. જી. ૪

### પદ ૪૦.

જીનકો લગી પ્રેમ કટારીહે, ઉનકો મીલે પ્રગટ મુરારીહે—
જીનકો. ટેક.

પ્રેમ કટારી લગી ગોપીયનકો, સુધબુધ ઉનકી બીસારીહે. જી. ૧
પ્રેમ કટારી મિરાંકો લગીથી, ઝેર સુધાકર ડારીહે. જીનકો. ૨
કોઉ કહત પ્રેમહે દુખદાઈ, હમ તો કહત સુખકારીહે. જી. ૩
પ્રેમકે બસહે કૃષ્ણ કનૈયા, શવરી ભીલનીકો ઉધારીહે. જી. ૪
પ્રેમ વો મીલતા હે શીર સાટે, વો નહિ પ્રેમ સંસારી હે. જી. ૫
"પરવત" પ્રેમબીના પ્રભુ ગાના, શો દ્રગ બીન દેહધારીહે. જી. ૬

### પદ ૪૧.

જય બોલો જશોદા નંદનકી, રામા નંદનકી જગવંદનકી; જય—ટેક.
પતિત પાવન નંદ દુલારે, ભય ભંજન વ્રજચંદનકી. જય. ૧
ગર્વકે ગંજન મુની મનરંજન, સુર ખર દુષણ ખંડનકી. જય. ૨
"પરવત"રામ દુવાઇન બોલો, જય જય આનંદ કંદનકી. જય. ૩

### પદ ૪૨

ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો—એ રાગ.

ભાવે ભજો ભગવાનને, આવ્યો અવસર સાર;
વાર ન લાગે વીતતાં, સુણજો નર નાર. ભાવે—ટેક.
પૂર્વના સતકર્મથી, મળીઓ મનુષ્યાવતાર;
સફળ કરી લો સુકૃત કરી, નાવે વારંવાર. ભાવે. ૧
કાલનું આજ કરો સહી, આજનું હમણાંય;
કાળ અચાનક આવતાં, રે' મનની મનમાંય. ભાવે. ૨
ભર દરિયામાં વહાણ છે, જોખમાતાં શી વાર;
માટે ચેતીને ચાલજો, આંસ નાવે લગાર. ભાવે. ૩

હરિ સમર્યા ન હયાતીમાં, અવસાને શ્રી રામ;
સંભળાવે સરવે મળી, કહો આવે શું કામ. ભાવે. ૪
જીવતાં કાશી જતાં ખરે, વાશી વળીયું જણાય;
મુવે ગંગાજળ તેહના, મુખમાં મુકે શું થાય. ભાવે. ૫
જીવતાં જેં ખરચ્યો નહિ, પરમારથ માંય;
અંતે ગાય મશાણમાં, દોવરાવે શું થાય. ભાવે. ૬
સોના સમી ઘડી જાય તે, ફરી નાવે નીહાળ;
"પરવત" માટે બાંધીલો, પાણી પે'લાં પાળ. ભાવે. ૭

પદ ૪૩.

ચીત તું શીદને ચીંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે—એ રાગ.

મુરખ શીદ મારૂં મારૂં કરી, તરેલાં તાણી જાય છે મરી—ટેક.
આ મારો તન માત પિતા ધન, આ મારી સુંદરી;
આપ મુવે એ અહીં રહેનારાં, જો તું વિચારી જરી. તરેલાં. ૧
રાગ તાણીને રડે પછાડી, ફોગટ ફેલ કરી;
પણ એ સરવે તુજને જાશે, વરસી વાળી વિસરી. તરેલાં. ૨
પેટ બાળી પરપંચ કરીને. લક્ષ્મી ભેગી કરી;
પણ જે ઘડી ઠાઠડીમાં સુતા, સંગ ન પઈ સંચરી. તરેલાં. ૩
જોયું છે તારી નજરે તેં, જેણે હાકમી કરી;
ગયા તેહ પણ ખાલી હાથે, જગ ઠીકર કર ચડી. તરેલાં. ૪
હાથ દર્યું તે સાથ આવશે, વળી ભક્તિ શ્રી હરિ;
બળે પછી કુતારાની ઓડે, ફર મિથ્યા અહ ધરી. તરેલાં. ૫
શું કરવાનું અને કરે શું, તું અવતાર ધરી;
"પરવત" જો વિચારી રદે, અનખો આવશે નહિ ફરી. તરેલાં. ૬

### પદ ૪૪.

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે—એ રાગ.

જુઠું જુઠું જગજીવન વિના જાણતું રે, જુઠું જુઠું—ટેક.
કેની માયા કેની કાયા, ઝાંખી જો જગમાં જે જાયા;
સૌ સમશાન સમાયા, ઉરમાં આણતું રે. જુઠું. ૧
માત તાત ને કુટુંબ કબીલો, મે'લી જીવ જાશે એકીલો;
મારી કરશે ઢીલો, જમ પ્રમાણ તુંરે. જુઠું. ૨
ઓરત પરણી અળગી રે'શે, મુઆ પછા સૌ કાઢો કે'શે;
ઝટપટ ફુંકી દેશે, માં રંગ માણતુંરે. જુઠું. ૩
જણાય છે જોબનીયું રૂડું, વૃદ્ધ પણે ભાશે તે ભુંડું;
કરમ કરે શીદ કુડું, ન પામીશ લા'ણતું રે. જુઠું. ૪
અવનીપર આવ્યો ના આવ્યો, મહા મોંઘો મનુ જન્મ ગુમાવ્યો;
સમજે ના સમજાવ્યો, પાકો પા'ણતું રે. જુઠું. ૫
તું જાણે હું સૌથી ડા'યો, પાપે તારો પિંડ ભરાયો;
ડા'પણમાંજ ડટાયો, ડા'પણ બાળતું રે. જુઠું. ૬
આ સંસારે અતી આથડીયો, મોક્ષ તણો મારગ નવ જડીયો;
આવી કૂપમાં પડીયો, તારૂં ન તાણતું રે. જુઠું. ૭
"પરવત"ના સ્વામીને સેવે, પામે પદ અવિચળ તતખેવે;
દીધું પ્રુત્રને દેવે, લે એધાણતું રે. જુઠું. ૮

### પદ ૪૫.

* બે'ન અવસર આવ્યો છે મા' મોંઘા મુલનો—એ રાગ.

ચેત મુરખા મારગ વે'છે ઉતાવળો, કેમ ઉંઘે અઘોરી પેટ
આવડોરે. ચેત—ટેક.

સાખી.—રવિવારે રૂદીયા વિષે, રટ રાધાવર નામ;

---

* એ રાગમાં મનસ્વી ફેરફાર કરી સાખી ઉમેરવામાં આવી છે. "પરવતસિંહ"

અંત સમે એના વિના, આવે અવર ના કામરે. ચેત. ૧

શશીવારે શીર પર રહ્યો, ટાંપી કાળ કરાળ;
બાંધ ચેતાને ચાંપથી, પાણી પે'લાં પાળરે. ચેત. ૨

મંગળવારે મુરખા, મિથ્યા માયામાંય;
મોહિત થઇ મારૂં ગણે, પણ તારૂં નવ કાંયરે. ચેત. ૩

બુદ્ધે સુદ્ધ વિચારી જો, ભોજ સમા મહમદે;
રાવણ સરખા નવ રહ્યા, ગયા મળી સૌ ગર્દરે. ચેત. ૪

ગુરૂવારે ગુણ સત્વને, યુગમ તજીને રાખ;
ખટ રિપુ તારા તેહને, તું નિરમુળ કરી નાંખરે. ચેત. ૫

સુકરવારે સ્નેહથી, કર સદ્‌ગુરૂનો સંગ;
ખુલ્લે તાળું કર્મનું, ભવ દુખ થાયે ભંગરે. ચેત. ૬

શનીવારે સાચું કહું, મોંઘો મનુષ્યા દેહ;
ગયો ફરી મળશે નહિ, રોળ ન રજમાં તેહરે. ચેત. ૭

રચ્યા રશીક આ "પરવતે" પ્રેમે આઠજ વાર;
પ્રતિદિન જે પાઠે કરે, તે પામે ભવપારરે. ચેત. ૮

## પદ ૪૬.

માન માનરે માન કહ્યું મન મારૂં,
એમાં છે શ્રેય કંઇ એક તારૂંરે. માન—ટેક.

આપ અગ્નિ આકાશ વાયુ જાણુ, વળી તત્વ પૃથ્વી પાંચમું પ્રમાણુ;
મળી બંધાયો દેહ નીરવાણુરે. માન. ૧

જે જે તત્વ છે આ સ્થુળની માં'ય, નીજ કર્મ કરે તે સહાય;
તેમાં તું શું ફોગટ ફુલાયરે. માન. ૨

મળી અવયવ અનેક થઇ ગાડી, તેમ પંચમહાભૂત દેહ તારી;
જરા જો જ્ઞાન આંખે ઉઘાડીરે. માન. ૩

જુદા થતાં ન જોઇશ ગાડી, તેમ તત્વ જતાં ન દેહ તારી;
જરા જો તું વિચારી અનાડીરે. માન. ૪

નથી દેહ તો છે ઘર ક્યાંથી તારું, બ્રાત ભગની આબાપ સુત વારૂ;
જાણુ એ છે સૌ માયાનું લારૂરે. માન. ૫
માટે મુકી માયા મમતાને, સંત રૂપ નાવ શુદ્ધ મને સા'ને;
તરી સંસાર સાગર પાર થાનેરે, માન. ૬
ગુરૂ "ત્રિકમે" જ્ઞાન તમાચો, મારી બોધ એ બતાવ્યો સાચો;
કહે "પરવત" સંસાર ઠાઠ કાચોરે. માન. ૭

પદ ૪૭.

મન તુંહી તુંહી બોલેરે, આ સ્વપના જેવું તન તારૂં--એ રાગ.
તનમાં જો તપાસીરે, માથા પર મરણ ભમે;
નયણે નિંદ્રા આશીરે, સાધી લે સમો આરે સમે. તનમાં.–ટેક.
ગર્ભમાંથી તું બા'રજ આવ્યો, કરી આજીજી અપાર;
દયા દાન ને પુણ્ય કરીશ હું, તે સૌ ભૂલીને ગુમાર;
ઓથી મોહ પામ્યોરે, ઘણુા તો રંગભોગ રમે. તનમાં. ૧
વ્યભિચાર તને વા'લો કેમ લાગે, ચિત્ત હરિરસ ચાખ;
જર જશ ને જોબન સૌ લુંટી, અંતે ચોળાવે એ રાખ;
સાથે કોઇ ના આવેરે, શ્રીફળ ચાર બાંધ્યાં તે સમે. તનમાં.૨
મન રૂપી ઘોડે સ્વાર થયો તું, ગૃહી આશાજ કેરી લગામ;
માયા રૂપી માલ વો'રવા ફર્યો, લક્ષ ચોરાસી ધામ;
સત્ય નથ સોધ્યુંરે, જેથી પડયો ભૂલો ભવમેં. તનમાં. ૩
ભવ તરવાનો ઉપાય એ છે, કરવો સતગુરૂનો સંગ;
જેથી દીલમાં દિપક પ્રગટી, ભ્રમણા થાએ સહુ ભંગ;
નટવર નાવેરે, તરે "પરવત" પળમેં. તનમાં. ૪

પદ ૪૮.

સમરથ સ્વામીરે, ત્રિકમ ત્રીલોકના ધણી;
સેવક શીશ નામીરે, આજીજી મુખ ઉચરે ઘણી–સમરથ. ટેક.
નટવર હું નવમાસ લગી, રહ્યો ગર્ભની માંય;

જીભીલાજી છુરો કર્યો, આણી દયા ઉરમાંય;
સેવકની સામળીઆરે, પ્રૌઢી તમે પીડા હણી. સમરથ. ૧
કાલાવાલા કોટીધા, કરતાં કરૂણા કીધ;
ભવન પૃથ્વીનો લાગતાં, વીસારી સહુ દીધ;
મોહીત થઇ માયામાંરે, ભૂલ્યો માળા નામતણી. સમરથ. ૨
થોભ ન રાખ્યો લોભનો, મળતાં પાંચ પચીસ;
તે મળતાં ઉર સો તણી, કીધી આશ અતિશ;
તૃષ્ણાને ન ત્યાગીરે, પામું હું પડે પીડા ઘણી. સમરથ. ૩
કુકરમો કીધાં ઘણાં, સુકૃત કીધ ન એક;
જનમારો સહુ જુઠમાં, ગાળ્યો ગુમારે છેક;
હાથે હૈયા ફુટેરે, ગુમાવ્યો મહા મોંઘો મણી. સમરથ. ૪
આ ભવમાં હું આથડયો, અભાગી વાર અપાર;
અનેક સંકટ મેં સહ્યાં, પામ્યો ન ભવજળ પાર;
પાર કયાંથી પામુંરે, પાપની પ્રૌઢી પાળો ચણી. સમરથ. ૫
દુશ્મન કેરા દળ વિષે, મળીયા જઇ મન રાય;
પ્રભુ પડયો હું એકલો, જોર શું ચાલે મારૂં ત્યાંય;
એ અનેકથી હું હાર્યોરે, હાર્યો તો હાજી હારે બણી. સ. ૬
દિન સેવક હારી હવે, આવ્યો શરણે આપ;
"પરવત" ને ઉગારીએ, પ્રાજે હરી સહુ પાપ;
છુટો કરો છેલારે, દુશ્મન કેરા દળને હણી. સમરથ. ૭

પદ ૪૯.

સાચું સાચું સાચું રે, સગપણ તો સામળીઆ તણું;
કાચું કાચું કાચું રે, એ વિના બીજું સરવે ભણું—સાચું—ટેક.
માત તાતને કામની, બગની ને ભોજાઇ;
સાસુ સુત બંધવ તણી, જૂઠી એ સરવે સગાઇ;

અંતે સાથે નાવે રે, વાણી એ મુખ વેદ ભણ્યું. સાચું. ૧

તું કે'શે પ્રમદા તણી, પુરણ દીસે પ્રીત;
પણ જર જો ઘરમાં નહિ, તો વદશે વિપરીત;
રાખી નવ રે'શેરે, રામા એ તુજ વાર ક્ષણું. સાચું. ૨

વળી ભગની તારી ગણે, પણ તારી નહિ તેહ;
જો ન અપાયું ચીર તો, મણનું મોડું કરી એહ;
બે'નપણું બદલીને રે, જૂઠું એ મુખ ભાખે ઘણું. સાચું. ૩

માત તાતને મિત્ર સૌ, તે પણ તુજ ન થાય;
સ્રષ્ટીમાં એ સૌ સ્વારથનાં, કામ ન કાંઈ કરાય;
ત્યારે પુરૂં દાખેરે, સાચુંરે કહું શત્રુપણું. સાચું. ૪

કીધું સગપણ નરસિંહે, નટવરથી નિહાળ;
દાસ કાજ પોતે બન્યા, નાણાવટી નીરધાર;
હુંડી તો સ્વીકારી રે, કીધુંરે કામ દાસતણું. સાચું. ૫

તેમજ મિરાંબાઈએ, સેવ્યું સગપણ સાચ;
પ્યાલો વિષનો મોકલ્યો, રાણે આપવા આંચ;
અલબેલે અમૃત કીધુંરે, વેગેરે ટાળી વિષપણું. સાચું. ૬

એમ અનેક હરિ થકી, કીધો પુરણ પ્યાર;
તેને પોતીકા ગણી. વિઠ્ઠલે કીધી વા'ર;
અવીનાશી પદ આપ્યું રે, આપીને આવાગમન હણ્યું. સાચું. ૭

કાયા માયા જુઠી છે, જુઠો સૌ સંસાર;
સત્ય નામ શ્રી હરિ તણું, પુરો તે શું ધર પ્યાર;
"પરવત" કે'છેરે, વિસારે રખે વાર ક્ષણું. સાચું. ૮

## પદ ૫૦.

વારીયાં વારીયાં વારીયાં રે રાધેકૃષ્ણ--એ રાગ.

જાણતું જાણતુ જાણતું રે, મરી જાવું છે એક દિન જાણતું;
તાણતું તાણતું તાણતું રે, મૂઢ મુરખ તારૂં ન તાણતું--ટેક.
ફુલ્યો ફુલ્યો શું ફરે છે ફટકીરે, પટકી દે કાળ પ્રમાણતું રે. મરી. ૧
કોઇ ગયા પાંચ દશ પંદર વીશેરે, કોઈ તો પચીસે પીછાણતુ રે. ૨
કોઇ ત્રીશ પાંત્રીશ ચાલીશે ચોટયારે, કોઇ તો પચાસે પ્રમાણતુંરે. ૩
તેથી ટકયા તે સાઠે સપડાયારે, ઝડપાયા ધોડોએ કો જાણતુ રે. ૪
જનમ્યા એટલા જરૂર જવાનારે, મોત કોઇને નથી છોડતું રે. ૫
મોતીયાંના તોરા વાળા શું નથી હોતારે, તેને મુદ્ધાં એ પછાડતુ રે. ૬
ઓચીંતું દળ આવી ચોપાસે ઘેરશેરે, જમનું કરીશ ખુમરાણતુંરે. ૭
લંબાવી કર નથી કોઇને તેં આપીયું રે, કરશે કે'ની કોણ વા'રતુંરે. ૮
વારીની વાટે નાવડી વિનાતોરે, કેમ કરી ઉતરીશ પાર તુંરે. ૯
દાણીરોકે ત્યાં નથી પાઈ એક પાસમાંરે, કે'ને આપીશ કયાંથી દાણતુંરે ૧૦
હાથે તે સાથે તારી આવશે ઓ મૂરખારે, કરને કરાયતો દાનતુંરે ૧૧
"પરવત" કે'છે ભજ ભૂધરને ભાવેરે, જાણી સુધારશ ખાણતું રે. ૧૨

## પદ ૫૧.

કિને દેખા હુમારા સ્વામી--એ રાગ.

નમું નેહે નારાયણ તુજને, આવ્યો શરણ સા'ય કર
મુજનેરે. નમું. ટેક.
નથી ગતિ છે મતિ મુજ થોડી, દુષ્ટ કામે જાઉં દોડીરે. નમું. ૧
ભટકી ભવોભવ મહા દુખ પામ્યો, તિહું ન કંઇએ વિરામ્યોરે ન. ૨
અવતરી અઘટીત કામ કર્યા છે, પાપે ભંડાર ભર્યા છેરે. નમું. ૩

કુટીલ કપટી પાખંડી છું પુરો, એકી ન વાતે અધુરોરે. નમું. ૪
"પરવત" સેવકની સા'ય કીજે, બાળની બાં'ય ગ્રહી લીજેરે.ન.૫

પદ પર.

મનવા શું ફરેછે ફુલાઇ, કાયાવાડી જશે કરમાઇરે. મનવા–ટેક.
જોબનનું અભિમાનમાં ધરતું, એ છે પીપળ પાન ખરતુંરે. મ. ૧
આશું અનાડી તું કામ કરેછે, દિનનાં દ્રવ્ય હરેછેરે. મનવા. ૨
જૂઠીરે કાયા જુઠીરે માયા, સાચા એક જગરાયારે. મનવા. ૩
માટે સગાઇ કરી "પરવત"સાચી, રાધે રશીકથારે' રાચીરે. મ.૪

પદ પ૩.

પિતાસો માનવનો અભિમાન–એ રાગ.

અરે શું જોબનનું અભિમાન, જણાવે જગમહીરે,
ખરે જો વિદ્યુત્ વેગ સમાન, જનારૂં એ વહીરે;
જનારૂં એ વહીરે, રાખ્યું રે'શે નહિરે—અરે શું.–ટેક.
જોબન મદમાં મસ્ત બનીને ફુ......લ્યો ફરે
પાપ તણાં પગલાં નીત ભરતાં ના......રે ડરે
હૈયા ફુટ હેવાન..........................અરે શું. ૧
કાચી કળી ખુબ ખીલી અંતે પૂષ્પ થઇ ખરી જાયછે,
દિનકર ઉદે થઇ ખુબ તપી મધ્યાન પછી અથમાયછે;
જોબન તણા એ હાલ આવીને જરા જો ખાયછે,
"પરવત" ધરીને માન જોબનનું વૃથા ફુલાયછે.
નફટ નાદાન, ભુલે શું ભાન..................અરે શું. ૨

પદ પ૪.

સદા સંસારમાં સુખદુખ સરખાં માની લઇએ–એ રાગ.

નથી કંઇ સાર આ સંસારમાં વિચાર ભાઇ,

સદા રટ, રામનું શુભ નામ છે સાચું સુખદાઇ. નથી–ટેક.

સાખી—બાગ બગીચા બંગલા, ઇંદ્રભુવન અનુસાર;
કોટી ધન સુખ સાયબી, લેશ ન આવે લાર.
પીતા માતા ભગીની ભ્રાત, સ્વારથનાંએ સરવે;
મરે મારી કહી પ્યારી ન તારી, જો, તું મરવે. નથી. ૧

સાખી—"પરવત" મદ ધરીને ફરે, ફાટે ડોળે યાર;
પણ વાદળના રંગને, વીખરાતાં શી વાર.
અચાનક કાળ આવીને પકડ લે જાય અંધા,
કરે સતસંગ તોછે રંગ છોડીને કુધંધા. નથી. ૨

## પદ ૫૫.

દુનીઆસેં જબ ઉઠાએ બીસ્તર ગુલામ તેરા–એ રાગ.

પરવર દીગારકા નામ હરદમ જબાંપે જપના,
ઉસકે સીવા જહાંમેં સમજો ન કોઇ અપના. પરવર. ૧
મલમલ જરીકે કપડે ઉમદા બદન ધરોગે,
વો તન દફન કરેંગે મીટ્ટીમેં જબ મરોગે. પરવર. ૨
માતા પિતા વો બેટા બેટી, કુટુંબ કબીલા,
નીકલેગા જબ જનાજા ઉસ વખ્ત ચલે અકીલા. પરવર. ૩
બંગલા બનાકે અચ્છા બંડારકો ભરોગે,
હોવેગી ઉમ્ર પુરી ઉસ વખ્ત કયા કરોગે. પરવર. ૪
મોહતાજકી ખબર લે રોઝા નમાઝ કરલે,
"પરવત" કા વોહી નુક્તા અયદીલ તું ધ્યાન પરલે. પરવર. ૫

## પદ ૫૬.

દાતા દેનેવાલા; મૌલા દેનેવાલા–એ રાગ.

બંદે જપ માલા, હર ગીરધારી;

હર ગીરધારી સૈયાં, મુકુંદ મુરારી;
ભવ દુખ ભંજન કારી.....બંદે. ટેક.
બાલા તો વ્યતિત ભઇ, યુવા આન ઠાડી;
બૂઢાપનકી હે તૈયારી...............બંદે. ૧
રાના ઓર રાની સૈયાં, સબૈ અસબાએ;
છોર ગયે જો બીચારી............બંદે. ૨
આ નહિ ડેરા હરી, "પરવત" તેરા;
છોર અબ તૃષ્ણા તિહારી.........બંદે. ૩

## પદ—પ૯.

કામણ દિસે છે અલબેલા તારી આંખમાં રે—એ રાગ.

જીવલડા જગમાં જનમી શી કીધી કમાઇ તેં રે (૨) જીવલડા—ટેક.
માયામાં મોહીત થયો તું, કર્મ કીચમાં કળી ગયો તું;
અઘટીત કર્મ અનેક આદર્યાં ભાઇ તેં રે...... જીવલડા—૧
લુંટીને ધન ભેળું કીધું, ઉડાવી તે ઉમારગ દીધું;
પણ પરખાવી ન પરમારથમાં, પાઇ તેં રે............જીવલડા—૨
ધર્મ કર્મ કરવા કો ધારે, તેને તું વચમાં પડી વારે;
મૂરખા તે માંહે માની, મોટાઇ તેં રે..............જીવલડા—૩
સંત સાધુનો સંગ ન ભાયો, સાકુટ સ્નેહ કરી હરખાયો;
ભૂપર ભુંડા ભુંડી કીધ, બવાઇ તેં રે............જીવલડા—૪
શીરપર પાઘ ધરી પચરંગી, વપુએ વસ્ત્ર વીંટી નવરંગી;
ઠગ ઠગવા ઠાલી કીધી, ઠકરાઇ તેં રે..............જીવલડા—૫
જબાનથી જુઠું બહુ બોલ્યો; સત્ય ખજાનો શઠ નવ ખોલ્યો;
જગમાં નામ ધર્યું જુઠણનું, ભાઇ તેં રે............જીવલડા—૬
નર ઉત્તમને નડયાજ કીધું, અનાથને અગણીત દુખ દીધું;
દયા ન તેની દીલમાં, આણી કાંઇ તેં રે.........જીવલડા—૭

જોબનના મદમાં છકી જાઇ, પ્રીત કરી પ્રમદાથી પરાઇ;
લાખ ટકાની શાખ ગુમાર, ગુમાઇ તેં રે.........જીવલડા-૮
ગ્રંથ અનીતીના કર ધારી, વાંચે ઉંચા સ્વરે ઉચારી;
ગોવિંદના ગુણની ગાથા, નવ ગાઇ તેં રે.........જીવલડા-૯
મોંઘો મનુષ્યા દેહજ કાં'વે, "પરવત" જે ન ફરીફરી આવે;
મળ્યો તને પણ કીધન સુકૃત કાંઇ તેં રે......જીવલડા-૧૦

પદ ૫૮.

નર તન નગરીમાં મનભાઇ રીસાઇને બેઠા—એ રાગ.

માને નહિરે મુંઢ મનતો આ મારૂં,
જેજે કહું તે એને લાગે અકારૂં—માને-ટેક.
વારી રાણું તોપણ ના રે' મુજ વાર્યું,
સમજાવું સો ફેરા તોય કરે એનું ધાર્યું. માને. ૧
કોટી વરસે પથ્થર વારીથી ન ભીંજાએ,
ચંચળ ચોર ચિત્ત ચોદશ જાએ. માને. ૨
જો જમકીંકરનો એને માર પડે છે,
તોએ ફરી તે દ્વાર આવી અડે છે. માને. ૩
દાશી દશ તે પણ એને વશ થઇ વરતે,
માને કહ્યું ન મારૂં કોપે મુજ પરતે. માને. ૪
પાંચ પ્રધાનો તે પણ પ્રપંચી પુરા,
અવળી મતિ આપે ન મળે અધુરા. માને. ૫
સંત સમાગમ કરતાં બેસે ન કોડી,
તેના કરતાં જાય કુસંગે દોડી. માને. ૬
ધર્માદા કરતાં પાઇ ધાડ જ આવે,
અવળે રસ્તે અતિ દ્રવ્ય ઉડાવે. માને. ૭

કૃષ્ણ કથા તો એને લાગે છે કડવી,
લાગે પૂરણ પ્યારી પરનિંદા કરવી. માને. ૮
"પરવત" મુકી પ્રપંચ પ્રભુને સમરતાં,
લાગે ન વાર તને ભવજળ તરતાં. માને. ૯

પદ ૫૯.

જમુનાંને તીરે વા'લો વાંસળી વગાડે.—એ રાગ.

અવસર આવ્યો રૂડો મનવા લે માની, મનવા લે માની;
મળશે નહિરે ફરીથી રૂડા રામ રટીલે—ટેક.
વીતી ગયું રમતમાં બાલાપણુ તારૂં,
જોબન વીતી ગયું જોતામાં વારૂં. રૂડા. ૧
વૃદ્ધાવસ્થા આવી તોય તૃષ્ણા ન ત્યાગી,
સોડ તાણીને શુંરે સુતો અભાગી. રૂડા. ૨
પંચતત્વ મળી આ દેહ થયો છે,
પળમાં થનારો નાશ નિગમે કહ્યો છે. રૂડા. ૩
ભૂલો પડી ભમે શું ભ્રમણામાં ભઇ,
તારે ને દેહને શી છેરે સગાઇ. રૂડા. ૪
પંચમા' ભૂત પંચ તત્વે સમાસે,
અંત સમે પછી તું એકલો જાશે. રૂડા. ૫
દેહ તારો નથી તો સુતવિત દારા,
બાગ બગીચા ક્યાંથી બંગલા તારા. રૂડા. ૬
કોટીધ્વજ જેને શીરે છત્ર ધરાતાં,
ખાલી હાથે ગયા તે પણ ગોથાં ખાતા. રૂડા. ૭
સંસારી સુખ જળ ઝાંઝવા સરખું,
મોહો તેમાં શું મિથ્યા મુરખ હરખું. રૂડા. ૮

માટે કર સુકૃત "પરવત" શું રે સમજાવું,
બાંધી લે પરભવ તણું ખાંતેથી ખાતું. રૂડા. ૯

પદ ૬૦.

માનો માનોરે કહરવા દેદો જોબનવાકો દાન.--એ રાગ.

રંગે ચંગે રહી સતસંગે, પતિવ્રત પાળો બે'ન તમામ (૨)
પાળો બે'ન તમામ, પતિવ્રત પાળો બે'ન તમામ–રંગે. ટેક.
વાલમ વશ કરવાની વિદ્યા, એવિણ નહિ કો કામ. પ. રંગે. ૧
અન્ય વ્રતો ઉપાધી ભર્યાં છે, આ વ્રતમાં નહિ નામ. પ. રંગે. ૨
અડશઠ તિરથ પણ પતિ ચરણે, રહ્યાં કરી વિશ્રામ. પ. રંગે. ૩
સ્વર્ગ સમું સુખ આ સંસારે, જો ઇચ્છો ધરી મામ. પ. રંગે. ૪
રત્ન રાખમાં રખે રોળાતાં, મારી શિખ મુદ્દામ. પ. રંગે. ૫
પતિ આજ્ઞા મુખ મધુરી વાણી, એ થકી રીઝે શ્યામ. પ. રંગે. ૬
કે' "પરવત" એથી નક્કી મળશે, સાચા સુખનું ધામ. પ. રંગે. ૭

સાખી.

જપ તપ તિરથ આદરો, અનેક વ્રત ધરી; ટેક.
પણ વ્રતમાં વ્રત આપણું, પતિવ્રત ઉત્તમ એક. રંગે. ૮

પદ ૬૧.

હરિ સમરકી વેરા કોન નીંદ સોવે મન મેરા–એ રાગ.

કહ્યા ન માનત મેરા, નાથ હુવા કયું છેક નમેરા—ટેક.
સંતનકી સંગતસેં બીગરે, કહા કાન ભંભેરા (૨)
હમસેં પ્યાર બીસાર દીયા સબ (૨) શોકનકે ઘર ઠેરા. નાથ. ૧
રંગ રાગ ઓર ખાના પીના, સબ શોકનકે ડેરા (૨)
નાચત કુદત પ્યાર ઉનોસેં (૨) મુખ નહિ ગમતા મેરા. નાથ. ૨
પૂત ચારકો ઠાર કીયા હે, દયા ન ઘટમેં તેરા. (૨)
કીયા વિચાર ન દો કન્યાકા(૨) હત્યારા મેં હેરા. નાથ. ૩

કછુ ન સુનત કંથ અકરમી, બન ગયે બહોત બહેરા (૨)
ગુનીજન પદ"પરવત" વો ગાવે (૨) ગુરૂ ત્રિકમકા ચેરા.નાથ.૪

### પદ ૬૨.

બડા જીયા બેઈમાની, ગર્ભકાળ બીનતી બીસરાની—ટેક.
કરકે કોલન ભીતર લાયો, શઠ સુન સારંગપાની (૨)
લુગાઈસે લપટાઇ બચનમેં, (૨) શીરા દીયા હે પાની. ગ.૧
માત તાત ઓર કુટુંબ કબીલા, રંગમે'લ કે રાની (૨)
વો સબ વાં કે વાં રહનેકા (૨) મત ધર માન ગુમાની. ગ. ૨
અપના રામ બીના નહિ કોઉ, તારનહાર પીછાની (૨)
રામ નામ હિરદે બીચ રખલે (૨) મૂરખ ન હોગી હાની. ગ.૩
બેર બેર મનખો નહિ પાવે, મત કર વો ધૂળધાની (૨)
ગુરૂ ત્રિકમકા ચેરા "પરવત" (૨) કહતે નિરમલ બાની. ગ. ૪

### પદ ૬૩.

ભોર ભયો મન મેરા, મીટકે અબ સબહી અંધેરા—ટેક.
પંચતત્વકા વોહી પૂદગલહે, માનત કયું મનમેરા. (૨)
ચીરંકાળ વો નહિ રહનેકા (૨) મૂરખ સમજ સવેરા. મીટકે. ૧
રામરામ રટલે તુંહી મનવા, સફળ હોયગા ફેરા. (૨)
સત્ય કથન "પરવત" કથતહે(૨) ગુરૂ ત્રિકમકા ચેરા. મી. ૨

### પદ ૬૪.

મીલાં સુતકા ધાગા, એસા જ્ઞાન બિના બૈરાગા—ટેક.
જલ બીન સરવર કોન કામકા, બિના ગુન પોશાગા (૨)
દરપન નેન બિના ન કામકા (૨) હે ગાના બિન રાગા. એસા. ૧
સત સંતનકી શરન પકરલે, વહાં જ્ઞાન વો પાગા (૨)
ગુરૂ ત્રિકમકા ચેરા "પરવત" (૨) કહતે નિરમલ વાગા. એસા.૨

## પદ ૬૫.

પામ્યો પામ્યો પદમણી આવી હો—એ રાગ.

ભારી ભારી મોહનની માયા હો, જાણો કોઇ થકી ન જીતાય—ટેક.
જાળ વમળ છે માયાની મોટી, મોહ્યા મુનીજન મહંત કોટી;
જતિ જંગમ જોગી ફસાયાહો, જાણો કોઇ થકી ન જીતાઇ ભા.૧
વિરલ કોઈ મા' પુણ્યશાળી, "પરવત" તેણે માયાને ટાળી;
ધરી પ્રેમ પ્રભુ ગુણ ગાયાહો, જાણો કોઇ થકી ન જીતાઇ. ભા.૨

## પદ ૬૬.

જુઠી જુઠી જગતની માયાહો, મોહી તેમાં મુરખ શું લોભાણો—ટેક.
માયા કીચડની ખાઈછે મોટી, તેમાં કળ્યા તે પામ્યા દુખ કોટી;
લક્ષચોરાસીમાં અથડાયાહો, મોહી તેમાં મુરખ શું લોભાણો. ૧
"પરવત" માટે માની આ મારૂં, મુકી દે સરવે મારૂં ને તારૂં;
જપ જપની તું જગરાયાહો, મોહી તેમાં મુરખ શું લોભાણો. ૨

## પદ ૬૭.

ગાયા ગાયા ગોવિંદ ગોપાલ હો, જાણો તેની સફળ જીંદગાની—ટેક.
વા'લ વિસાર્યું વિષય પરથી, કીધું ન કાંઇ કુકૃત્ય કરથી;
તજ્યા તમો રજો તતકાળ હો, જાણો તેની સફળ જીંદગાની. ગા૧
સત્ય સંપાડયું અસત્ય ટાળ્યું, ખડગ ક્ષમાનું કર વિષે ધાર્યું;
ગ્રહી દયા નીતી નિહાળ હો, જાણો તેની સફળ જીંદગાની. ગા.૨
અરી ખટ જે આતમા ધન ચોરે, તેને ઉરાડયા જ્ઞાનને ગોળે;
ધરી ધીરજ ધીંગી ઢાલ હો, જાણો તેની સફળ જીંદગાની. ગા.૩
તાબે કરી નૃપ પાંચ પ્રધાનો, પ્રેમથી રાખ્યા નિકટ માનો;
કરી દશને વશ ધરી વા'લ હો, જાણો તેની સફળ જીંદગાની. ગા.૪
દેહાધ્યાસ તણું મુળ બાળ્યું, તાપ ત્રિવીધ દુખ "પરવત" ટાળ્યું;
ટાળ્યું ટાળ્યું ચોરાસીનું સાલ હો જાણો તેની સફળ જીંદગાની. ગા.૫

## પદ ૬૮.

સંસાર છે અસાર સાર છે નહિ કંઇ—એ રાગ.

શ્રીરામ નામ સમર આવે કા......મરે, અવર આવે કામ
નામરે......નહિ, ભવ ભય ભંજન, કષ્ટ નીકંદન, એ સુખ
કંદનરે (૨)
ફરી...ફરી...લરી.. લરી, કહું કરી પ્રણામ (૨) શ્રીરામ. ૧
આ મળ્યો મણી ગુમાર ના...ગુમાવ, ના ગુમાવ લાવી
ભાવ લે...ભજી જે ભવતારન, મારનલાલન, પાલન કારનરે(૨)
ખરે...ખરે...અરે...અરે, એ ઠરવાનું ઠામ (૨) શ્રીરામ. ૨

## પદ ૬૯.

અબ ચલે(૨) ન મોહન તેરા–એ રાગ.

કરૂં પ્રીતે (૨) પ્રભુજી પ્રણાગ, તુજ વીણ ન ઠાસો ઠામ—ટેક.
કરી મુજપર મે'ર મુરારી, ઘો દુખ સાગરથી તારી;
આ અરજી અંતર ધારી, અરે આ વાર, શુંણી પોકાર;
કરોને વા'ર, મુકી કહું મામ..............તુજ. ૧
નમુ નિત્યે (૨) જગદાધારા, અસ્તોદયના કરનારા;
પ્રભુ છેક બન્યોછું પાપી, મુજ સંકટ ઘો સૌ કાપી;
નીજ હસ્ત હું શીરપર થાપી, કહે "પરવત" ધરી ઉલ્લટ;
સાહી કર ઝટ, સમાલો શ્યામ.......... તુજ. ૨

## પદ ૭૦.

આજ આવી રાજ હજુરમાં–એ રાગ.

ભજ ભાવથી ભગવાનને, ભવમાં ભટકવું ના પડે (૨) ટેક.
ફુલ્યો ફુલ્યો મનથી ફરે, કરે કુડાં તું નિત્ય કર્મ રે;
દયા દાનના દીલમાં ધરે, ખરેખાત તે અંતે નડે. ભજ. ૧
મનમાં જાણે મરવું નથી, તું ફસાયો માયા ફંદથી;
શીદ મારૂં મરૂં મરે મથી, નથી તારૂં તેમાં લગારરે. ભજ. ૨

કદી પેસે પાતાળ તું નકી, કદી પેસે પેટી લોહકી;
લાખોજ હુન્નર આદરે, બચે મોતના મૂકે ખરે. ભજ. ૩
તું માણે મોજ મઝા અતી, નીત ચાવે બીડી પાનકી;
છેલાઇમાં શું રહ્યો છકી, બકી પાપના પુંજ કાં કરે. ભજ. ૪
મૂકી દે પ્રપંચ પેટના, દ્રગે દેખે તે સૌ છે ફના;
"પરવત" ગાની ગોવિંદના, ગુણ તો ભવસાગર આ તરે. ભ. ૫

## પદ ૭૧

સંભવ જીનરાજ આજ સારો મુજ કાજ--એ રાગ.

આસરો છે એક તાહરો પ્રભુ મને (૨)
દાસ ઉચારે, શરણુ તારે, રાખ રંકને...આસરો—ટેક.
આ ભવાબ્ધીમાંય આથડયો અનેક વાર,
કોટી કોટી કષ્ટ મેં સહ્યાં લહું ન પાર,
હું બા...ળ, લે સંભા...ળ, તું કૃપા...ળ, દિનદયા...ળ;
સુનીએ ઘોરી, છે એક તોરી, આશ દાસને...આસરો. ૧
પાપી પૂરો બુરો છું ગુને'ગાર તાહરો,
દોષ ગમ ન જોતાં દયાળુ નીભા કરો;
અહો ના...થ, જોડી હા...થ, લાગું પા...ય, દો ક્ષમા...ય;
આ ભવપાર, પ્રભુ ઉતાર, ''પરવતને'...'—આસરો. ૨

## પદ ૭૨.

છોકરા ટરમાં તું દિલ સાથ—એ રાગ.

નમુ નમુ જગનાટક રચનાર, છે સૌને તુજ આધાર.—નમુ—ટેક.
તમે મયાળુ, દિલના દયાળુ, ગહનગતિ પ્રભુ જાય ન માપી;
શું ગુણ ગાઉં બન્યો છેક પાપી, સેવકની કરો સા'ય તથાપી.
કષ્ટ કૃપાનીધ ઘો સહુ કાપી, (હાથ જોડું છું, દાસ તમારોની)
તમે કરો ન કિંચીત વાર...............નમું. ૧

કૃપાનિધાના, છો ભગવાના, સંકટે સા'ય સુદામાને કીધી;
ધ્રુવને અવિચળ પદવી દીધી, સ્તંભથી પ્રગટ થઇ દયાનીધી.
નાખ્યો નખે હિરણાકશ્યપ વીંધી. ( એવા છો આપતો, આ
કષ્ટ નષ્ટ કીજીએ) કરો પ્રભુ "પરવત"ની વા'ર .....નમું. ૨

## પદ ૭૩.

લાવી લાવી લાવીરે મહારાણી ખબર એક લાવી.—એ રાગ.

તારો તારો તારોરે, સ્વામીજી મુજને તારો;
મુને આસરો એક તમારોરે, સ્વામીજી મુજને તારો—ટેક.
આ ભવ દુખ દરીએ ડુબી મરૂં છું, છે ન ઉગરવા આરોરે.સ્વા. ૧
કામ ને ક્રોધ મોહ મદને મસ્તર, લોભ એ ખટ નીવારો રે.સ્વા.૨
અધ્યાત્મ આધી દૈવ અધીભૂત, તાપ ત્રીવીધ એ ટાળો રે.સ્વા.૩
રજો તમોને ટાળી તતક્ષણ, સત્વ ગુણે શણગારો રે. સ્વા. ૪
અનંત કાળથી હું અથડાઉં, કંઇ ન થયો છૂટકારોરે. સ્વા. ૫
છે પ્રભુ મુજમાં અગણિત દોષો, કીધાં કુકર્મ હજારો રે.સ્વા. ૬
આવ્યો સેવક હવે શર્ણું તમારે, સંકટ સર્વ સંહારો રે.સ્વા.૭
"લાલ ત્રીકમ" તુમ વિણ,"પરવત" કે'એસી નથી કોઇ ગારોરે,સ્વા.૮

## પદ ૭૪.

રટતું રટતું રટ તુંરે, મન સ્વામી સ્વામી રટ તું;
ભૂલી નામ નભવમાં ભટક તુંરે, મન સ્વામી સ્વામી રટ તું. ટેક.
માતને તાત બંધવ વિત વિધા, ગોવિંદ ગણ ગુરૂ ઘટ તુંરે; મન.૧
આધીરે વ્યાધી ઉપાધી મટાડે, ઝાપડ પૈયાં નીકટ તુંરે. મન.૨
સુકૃત કર તું સદૈવ સનેહે, માં કર કૃત્ય અઘટતું રે. મન.૩
જો ડગ દેતે દેજે વિચારી, ધરી ડર નાગર નટ તુંરે. મન.૪
કાળ રહ્યો જો ફાળ ભરીને, ચેત મુરખ ચટપટ તુંરે. મન.૫
છે દુખ મુળ તૃષ્ણા જો વિચારી, ફુલી ફસામાં ફોગટ તુંરે. મન.૬

નિઃસાર સંસારમાં મોહ પાની, ખાલી ન કર ખટપટ તુંરે. મન.૭
આવાગમન જો ઉર ન ઇચ્છે, તો રટ બંસીબટ તુંરે. મન.૮
શુદ્ધ મને શ્રી "લાલ ત્રીકમ"ને, સેવ સદા "પરવત" તુંરે. મન.૯

પદ ૭૫.

કસુંબી કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગયે—એ રાગ.

ભજીલે ભજીલે ભજીલે ભજીલે મનરામા,
નહિ બેસે કોડી દામ. પ્યારે ભજીલે–ટેક.
હે મનવા સંસારા સંસારા સંસારા હે સ્વપના,
સતનારાયણ નામ. પ્યારે–૧
હે મનવા જે નામે જે નામે જે નામે દધીમાં,
તર્યા પહાણા તમામ. પ્યારે–૨
હે મનવા નહિ મળશે નહિ મળશે નહિ મળશે ફરીથી,
અરે આવું રમ્ય ધામ. પ્યારે–૩
હે મનવા આ વાડિ આ વાડિ આ વાડિ વેળાશે,
કરી લે શુભ કામ. પ્યારે–૪
હે મનવા છે માયા છે માયા છે માયા સહુ જુઠી,
નવ આવે સાથે નામ. પ્યારે–૫
હે મનવા છે સાચી છે સાચી છે સાચી સગાઇ,
રટ રઘુપતિ રામ. પ્યારે–૬
હે મનવા તે માટે તે માટે તે માટે તું તારી,
તજી જીકર તમામ. પ્યારે–૭
હે મનવા લે માની લે માની લે માની, "પરવત" કે',
પ્રીતે કરીને પ્રણામ, પ્યારે–૮

પદ ૭૬.

આવો કુમકુમને પગલે, વધાવું ડગલે ડગલે-એ રાગ.

મૂરખ મન રટ શ્રી હરિને, જાવું એક દિન મરીને;

મળશે નહિ વખત ફરીને, વિભુને જાગમાં વીસરીને—ટેક.
શું સુખ તેં સંસારે દીઠું, સ્વપ્નાવત્ સંસાર;
રંક રાય સ્વપ્નામાં સરજ્યો, પણ તે મિથ્યા ધાર. અરે મુરખ—૧
પંચ તત્વનું આ પુતળું છે, નાશવંત નીરધાર;
પાણીના પરપોટા પેઠે, ફૂટ ફુટી જાનાર. અરે મુરખ—૨
કોઇ આજ કોઈ કાલે જાશે, કોઇ પાંચ પચ્ચીસ;
કોઇ ત્રીશ પાંત્રીશજ વરસે, કોઇ ચડે ચાલીશ. અરે મુરખ—૩
વે'લા મોડા એમ સર્વ કો, પચ્યા કાળને પેટ;
હતા જેહ જોરાવર જોદ્ધા, તે પણ પો'ચ્યા ઠેઠ. અરે મુરખ—૪
માટે ધન યોવન આદિનો. મિથ્યા ધરમાં ગર્વ;
નથી લેખું ત્યાં રંક રાયનું, સરખે માથે સર્વ. અરે મુરખ—૫
બાગ બગીચા બેસ બંગલા, ઇંદ્રભૂવન અનુસાર;
લક્ષ્મી લાખ કરોડો મૂકી, ગયા ચાલી જમદ્વાર. અરે મુરખ—૬
સુખે દુખે જે દિન ગએલા, નહિ તે ત્યાં નોંધાય;
પણ નોંધાશે પાપ પુણ્ય હા, સમજી લે ઉરમાંય. અરે મુરખ—૭
તેથી કરી થાપણ તું પુણ્યની, દે શ્રી હરિને હાથ;
કે તે આ ભવનું દુખ ભાગી, લે શરણે જગનાથ. અરે મુરખ—૮
મનથી દઇ મુકી હું મારૂં, રટ સિતાપતિ રામ;
"પરવત"ની આ શીખ પકડી લે, અંતે આવે કામ. અરે મુરખ—૯

પદ ૭૭.

કેમ ભરીએરે કેમ ભરીએ, જળ જમુનાકો નીર. એ રાગ.

ભજ ભાવેરે ભજ ભાવે, રૂડા રઘુપતિ રામ;
કાલ ઉઠી મરી જાવું રે, ભજ ભાવે.——ટેક.
ભૂધર ભજતાંરે ભૂધર ભજતાં, નહિ બેસે બદામ; કાલ. ટેક.
નહિ આવેરે નહિ આવે, આવું ટાણું તપાસ; કાલ.

ફરી મળશેરે ફરી મળશે, એવી ધરવી શી આશ. કાલ. ૧
ધારે કરવારે ધારે કરવા, કાલ તે કર હાલ; કાલ.
નથી ભરૂસોરે નથી ભરૂસો, માટે ચેતીને ચાલ. કાલ. ૨
શુંય થાશેરે શુંય થાશે, કાલ જાણે છે કોણુ; કાલ.
કરે શાનેરે કરે શાને, ખાલી તું ખેંચતાણુ. કાલ. ૩
મદ ટાળીરે મદ ટાળી, તારો દે તું તમામ. કાલ.
પડી રે'શેરે પડી રે'શે, લાખો લક્ષ્મી ને ધામ. કાલ. ૪
દેહ તારોરે દેહ તારો, રાખ્યો રે' નવ નેટ. કાલ.
મહા બળીયારે મહા બળીયા, પચ્યા કાળને પેટ. કાલ. ૫
વીતી રજનીરે વીતી રજની, થયો પેખ પ્રભાત. કાલ.
કામ સાધી લે કામ સાધી, પાછી પડવાની રાત. કાલ. ૬
કર સુકૃતરે કર સુકૃત, કહે "પરવતસંગ" કાલ.
ભવ તરશેરે ભવ તરશે, રટતાં શ્રીરંગ. કાલ. ૭

## પદ ૭૮.

નીત નીત જપીએ તારૂં નામ તારૂં નામ તારૂં નામરે—એ રાગ.

નીત નીત રટીએ રૂડા રા...મ, રૂડા રા...મ, રૂડા રા...મરે;
પ્રેમ થકી સમરીએ શ્રીહરિને હોજી.........ટેક.
ગોવિંદ ગાયા જોને નરસિંહ મે'તે, તેનાં કીધાં,
કેવાં કા...મ, કેવાં કા...મ, કેવાં કા...મરે. પ્રેમથકી. ૧
પળ ના વિસાર્યા વારી જો પ્રહ્લાદે, બળતો બચાવ્યો,
લોહ થા...મ, લોહ થા...મ, લોહ થા...મરે. પ્રેમથકી. ૨
સંકટમાં પણ સમર્યા સુદામે, દુખનું દીઠું ના,
પછી ના...મ, પછી ના...મ, પછી ના...મરે. પ્રેમથકી. ૩
દૃઢ ધ્યાન ધરીયું વારી જો ધ્રુવજીએ, અવિચળ આપ્યું;
વા'લે ધા...મ, વા'લે ધા...મ, વા'લે ધા...મરે. પ્રેમથકી. ૪
સ્નેહ થકી જો વારી સમર્યા સુધન્વે, તાતા તેલે ના,

દાઝયો ના...મ, દાઝયો ના...મ, દાઝયો ના...મરે. પ્રેમ. ૫
મનતો મિરાંનું વારી મોહનશું મોહ્યું, અમૃત કીધો,
વિષ જા...મ, વિષ જા...મ, વિષ જા...મરે. પ્રેમથકી. ૬
દ્રૌપદીએ જો વારી સમર્યાં સભામાં, લજ્જા રાખી છે;
રઘુરા...મ, રઘુરા...મ, રઘુરા...મરે. પ્રેમથકી. ૭
ભક્તને વશ એમ છે વનમાળી, કંઇનાં કીધાં;
કોટી કા...મ, કોટી કા...મ, કોટી કામ...રે. પ્રેમથકી. ૮
" પર્વત " કે'છે વારી પ્રભુને સમરતાં, ખર્ચ ન લાગે;
પા બદા...મ, પા બદા...મ, પા બદા...મરે. પ્રેમથકી. ૯

## પદ ૭૯.

રાતલડી કેની સંગે જાગ્યા--એ રાગ.

જીવલડા જોને ઉઠી તું જાગી, રહ્યાં તારા મોતનાં વાજાં વાગી.
જીવલડા. ટેક.
બાળાપણુ તેં તો રમતમાંરે ખોયું, જુવાનીમાં જુવતિ જોડે ચીત્ત પ્રોયું
મુરખ મનમાં કંઇ ના વિચારી તેં જોયું. જીવલડા. ૧
જુવાનીમાં ધરતી ધ્રૂજાવતો ચાલે, લગાડતો અધોકજ અત્તર વાળે
ચાંલ્લો વાંકો શું વરણાગીમાં હાલે. જીવલડા. ૨
પે'રે પોતીયું તે પગેથી રોળાતું, ચાવી પાન રોજ રાખે મુખ રાતું;
તો શેં નથી ગોવિંદ નામ ગવાતું. જીવલડા. ૩
નીંદા પરની કરવા નવરો તું, હરિગુણ ગાવાગાં કામગરો તું;
બુઢ્ઢાપણુ આવ્યું જોતામાં જોતું. જીવલડા. ૪
જોને મોગરાને કળી આવે પે'લી, પછી પેખાગે પુરેપુરી ખીલેલી;
દીઠી પછી અંતે ખરી તે ગએલી. જીવલડા. ૫
એવી રીતે આવે બાળાપણુ પે'લું, જોને પછી જોબન રંગમાં રેલ્યું;
આવે પછી દોડી બુઢ્ઢાપણુ ઘેલું. જીવલડા. ૬

જોબન મદ રાણી જેમનમાં ફુલાતા, ખમાખમા પડતાં આખડતાં કે'વાતા;
ગયા જોને તે પણ ગોથાં ખાતા. જીવલડા. ૭
મોટા મોટા મહિપત જેરે મનાતા, જેના શિરપર રૂડાં છત્ર ધરાતાં;
તેને જોયા નજરો તળે લઇ જાતાં. જીવલડા. ૮
જેના પગે હરદમ હેમના તોડા, નીત નીત ચડવા નવા નવા ઘોડા;
તે પણ પોઢયા જોને ચેʼમાં વેʼલા મોડા. જીવલડા. ૯
જેને વસવાને હતા મેʼલ મોટા, બેઠા બેઠા ઝરૂખેથી બાહેર જોતા;
તેને પણ "પરવત" કાળે પલોટયા. જીવલડા. ૧૦

## પદ ૮૦.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ રાગ.

મુરખ મનવા હરિ મુખસેં ન ગાયો, ફરી ચાર આ અવસર આયો—
મુરખ—ટેક.

જો તું વિચારી જરા જીવને આ ન દેહે સબંધ સમાયો,
કોટી જતન કરી તું જાળવે પણ અંતે સબંધ વિખાયો. મુરખ. ૧
કાયા તારી જાણ કાચનો કુંપો શું લોભી તે ગાંઘ્ર લોભાયો,
ફુટી જતાં ફટ વાર ન લાગે તું કોટી કરે ઉપાયો. મુરખ. ૨
ઠામ ઠરી હરિને શુભ સ્નેહે તેં ન ગુમાર ગવાયો,
ધૂતી ધૂતી ધન સીંચવા કારણ તું ધરણી પર ધાયો. મુરખ. ૩
રળી રળીને કહે શું તું કમાયો ન ધર્મને મારગ ધાયો;
જોર કરી દ્રવ્ય ચોરે હર્યું: કંઇ કંઇ દરબાર દંડાયો. મુરખ. ૪
ભોગ ભલા જુગતેથી જમાય તો હરિ ગુણ કેમ ન ભાયો,
કેશવને દઈ કોલજ કેવો તું અવનીતળ આયો. મુરખ. ૫
કોટી કોટી તું આજીજી કરી ફરી ઉત્તમ અવતાર પાયો,
દુખ તે વેળાનું વીસરી સૌ વિભુને કયમ વીસરાયો. મુરખ. ૬
ના કરવાનું કામ કરી ખર આયુષ્ય એળે ગમાયો,

ચાલ તું ચેતીને તુજ શીરે જો જમ અભ્ર છવાયો. મુરખ. ૭
દાસ ગુરૂ "ત્રિકમનો" "પરવત" કે' થઇ ફરે દોડડાયો,
ડા'પણુ તારૂં તમામ એ દાટી રટ રાધાવર રાયો. મુરખ. ૮

## પદ ૮૧.

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજ્યાનું ટાણું—એ રાગ.

હરિ ભજીલે ભાઈ રાધા કૃષ્ણ ગાઇ લે ભાઇ,
અબતું રામ સમર લે ભાઇ, શીર સેતાન ભમે છે રે. ટેક.
આ કાયા કાગળની પુતળી, પળમાં જાય ભીંજાઇ;
થઇ નથી કોઇની નવ થાશે, તારી તજ મૂરખાઇ. શીર. ૧
મિથ્યા મોહ ધરે માયામાં, માયા મોટી ખાઇ;
ભરે ભરે તો પણ રે' ખાલી, પૂરણ એ ન ભરાઇ. શીર. ૨
આખી રાત તું આંખ ન મીંચે, જોતાં ભાંડ ભવાઇ;
હરિ કથા શુંણતાં હિણ ભાગી, નેણુ ઠરી ઠરી જાઈ. શીર. ૩
દેવને પણ મળવો દુર્લભ આ, દેહ અમુલખ પાઇ;
ગાન તાન ને રંગ રાગમાં, ગુમાર દેત ગુમાઇ. શીર. ૪
આ સંસારે સગાઇ સાચી, શ્રી હરિની સુખદાઇ;
સાચા સતગુરૂ તેહ કરાવે, જન્મ મરણુ મીટજાઈ. શીર. ૫
આજ કાલ કરતાં તો મૂરખા, સફેતાઇ શીર આઇ;
તો પણ શ્રી હરિને નવ સમરે."પરવત"બડી નવાઇ. શીર. ૬

## પદ ૮૨.

નરસિંહ મેતો ભક્ત હરિના જુનાગઢના રે'વાશી—એરાગ.

સમજ સમજ મનવા તુંહી મેરા, આ નહિ ડેરા તેરા હે;
તો ધન સુત પરિવારાદિ કયું, માની બેઠત મેરા હે. સમજ—ટેક.
કયા તેં ઉસમેં દેખા તેરા, મેરા મેરા કર માના હે;
દેખ ખોજ કર ભીતર વાકી, આખર સબ ધુલધાના હે. સમજ. ૧

બાજીગરને ખેલ બનાયા, એસા સબ સંસારા હે;
વામેં જો કુછ દેખત સુનત, વોહી કાલકા ચારા હે. સમજ.
કાલ કીસીકું છોડત નાહીં, બડે બડેકું સતાયા હે;
શંકર ને વિધિ સરીખા ઉસને, ક્ષનભરમેં જો ખાયા હે. સ૦ ૩
તો કીશ ગીનતી તેરી મનવા, તું એક કોડી સમાના હે;
ચેત ચેતરે આખર એક દિન, મીટ્ટીસેં મીલ જાના હે. સમજ. ૪
મીટી રેન અબ ભોર ભયા હે, ઉત્તમ અવસર આયા હે;
વોહી ચુકાયા જીસને ઉસફીર, ભવબંધનકું પાયા હે. સમજ. ૫
ઉસ કારન સેવ સચા સંતકું, ગુરૂબીન ગ્યાન ન મીલતા હે;
ગાફલ કર ગફલત કમ તેરી, મગરૂર હો કયા ફીરતા હે. સમજ. ૬
કર કબજ પહીલેંસેં રાજા, ફીર સબ ટેટેં કરતા હે;
પ્રધાન ઓર પટરાની સબવો, હુકમ સુન થરથરતા હે. સમજ. ૭
કબજ કરા જીસને ઉસ આ, ભવસાગરમેં સુખીયારા હે;
મીટી ન તૃષ્ણા જીસકી વાકુ, માનત મેં દુખીયારા હે. સમજ. ૮
"પરવત" રંગમેં મગન ભયા હે, જીસકું ગુરૂગમ પાયા હે;
મીટ ગઇ લખચોરાસી ઉનકી, આપમેં આપ સમાયા હે. સમજ. ૯

## પદ ૮૩.

સર્વ તજીને ભજીએ શ્રી ગોવિંદને—એ રાગ.

સુરખ તુ મનમાં નથી કેમ વિચારતો,
ફરે શું ફુલ્યો આણીને અહંકારજો;
શીરપર તારા કાળ રહ્યો છે ટાંપીને,
ઝડપી જાશે લેશ ન લાગે વારજો. સુરખ—ટેક.
ઉત્તમ મળીયો દેહ માનવીનો તને,
માટે ભજ તું ભાવ ધરી ભગવાનજો;
મોહી રહ્યો શું માયામાં હે માનવી,

માયા એ છે મોટી દુખની ખાણુજો. મુરખ ૧.
દાન દયા ને દુર કરી સૌ દિનતા,
શઠ નવ એક ઘડા ગાયા ગોપાળજો;
કામ ક્રોધ ને લોભ વસાવ્યા દિલમાં,
જે છે નક્કી નર્ક તણા દેનારજો. મુરખ ૨.
દિન તણું તેં ધુતીને ધન મેળવ્યું,
પણ નવ દીધી પરમારથમાં પાઇજો;
સોદાગર થઇ લાલ ક્ર્યો તું કાંકડા,
આ ભવમાં તેં ભુંડી કીધ ભવાઇજો. મુરખ ૩.
તારા આગળ જોને તારી હેડીના,
મોટા મોટા શેઠ અને સરદારજો;
બાગ બગીચા રે'વાના સૌ બંગલા,
આ દુનીયામાં મુકી ગયા નીરધારજો. મુરખ ૪.
ના કરવાનું કામ કર્યું તેં જીવડા,
કરવાનું તે કોરે કીધ અનાથજો;
સુત વિત દારા વળી પુષ્કળ પરિવાર સૌ,
તું પણ તજીને જાઇશ જમને હાથ જો. મુરખ ૫.
ગત અવસર આવે ના ફરીથી હાથમાં,
કહે "પરવત" ગુરૂ "ત્રીકમલાલ"નો શિષ્યજો;
માળા જપ તું નીત નટવરના નામની,
જેથી આ ભવપાર કરે જગદીશજો. મુરખ ૬.

## પદ ૮૪.

મદન પડ્યો કેડેરે.–એ રાગ.

અકળ કળા છે તારીરે, પ્રભુ કોથી ન પાર પમાયરે. અકળ–ટેક.
ચંદ્ર રવિ તારા ગણુ રાખ્યા, અદ્ધર વ્યોમની માંયરે. અકળ. ૧

જંગલ ઝાડ ને પા'ડ પાતાળે, વારીમાં તું વિલોકાયરે. અકળ. ૨
જ્યમ તંતુ મણકામાં દિશે, તંતુમાં મણુકો મનાયરે. અકળ. ૩
તેમજ તું આ જગત બધામાં, તુંમાં જગત જણાયરે. અકળ. ૪
દિપક એક ને સર્વ સ્થળેથી, જેમ તિમીર ટળાયરે. અકળ. ૫
તેમજ તું આખા બ્રહ્માંડે, વ્યાપી વ્યાધી વહ્રાયરે. અકળ. ૬
"પરવત"ના પ્રભુ હોય કૃપાતું, તો ભવસીંધુ તરાયરે. અકળ. ૭

## પદ ૮૫.

ક્યાંથી આ સંભળાય મધુરસ્વર.—એ રાગ.

પ્રભુને પ્યારૂં કોણ જગતમાં, પ્રભુને પ્યારૂં કોણ;—ટેક.
એક પિતાના પાંચજ પુત્રો, પણ કરી જો વિચાર;
પાળે હુકમ હંમેશ પિતાના, તેપર પ્રગટે પ્યાર. જગતમાં. ૧
દુધને દેતી એક છે ગવરી, બીજી મારકણી મનાય;
મારકણીને માર પડે જો, દુઝણી દોપટ ખાય. જગતમાં. ૨
વાણોતર વીચરી વિદેશે, નીતીથી હાલી હમેશ;
પેઢી કરે પ્રખ્યાત ધણીની, તે પર વા'લ વિશેષ. જગતમાં. ૩
કંથ કહ્યાગરી કંથની કરતી, સુદ્ધ મને સેવાય;
પ્રિતમ તેના પ્યારમાં પીંગળી, વામાને વશ વરતાય. જગતમાં. ૪
વિદ્યાર્થી બે એક ગુરૂના, પાળે એક આજ્ઞાય;
બીજો બદે ન લગાર ગુરૂને, તોતે પ્રસન્ન કેમ થાય. જગતમાં. ૫
ડાહ્યા જન દીલ ખોજ કરો તો, એથી જરૂર જણાય;
"પરવત"ના પ્રીતમને પ્યારા, પ્રાણથી ભક્ત ભણાય. જગતમાં. ૬

## પદ ૮૬.

મન માયાના કરનારા—એ રાગ.

મન મારૂં મારૂં કરનારા, જરા જોને વિચારી નથી તારૂં;

સમજે તું સવેળા તો સારૂં, નહિ તો થાશે ઓચીંતું અંધારૂં;
મન—ટેક.
માત પિતા ચોશિતા ચડે ચિતા, કો સંગ નથી આવનારૂં;
બાગ બગિચા નામીચા મંદિરો, મીંચાયાં કે અહિં રે'નારૂં. જરા. ૧
ધુતી ધુતી ધન ભેળું કરે છે, ધોળા ઉપર કરી કાળું;
ધન એ તારૂં ધરણીમાં રે'નારૂં, સંગે સારૂં ને નઠારૂં. જરા. ૨
નાચી રહ્યો છે શું માયામાં રાચી, છે કાચી કહ્યું માન મારૂં;
જેવી કરણી તેવી પાર ઉતરણી, ધરણીમાં સત્ય ઉચારૂં.જરા. ૩
કાયા વીકારી પળમાં પડનારી, જેમ દેવતા મહીં દારૂ;
માટે "પરવત્ત"ના પ્રિતમને પ્રેમે, ભજીને થા ભવપારૂ. જરા. ૪

## પદ ૮૭.

પરસ્ત્રીથી પ્રીતી કરનારા, જરા જો તારા હાલ શા થનારા;
જોને દેવ સરીખા ડાહ્યા, દુખના ડુંગર નીચે દબાયા.—ટેક.
ઉપરથી સારી ભીતરથી છે ભારી, નારી નઠારી ગુમારા;
નેણાં નચાવી પ્રીતીમાં ફસાવી, દબાવી દેવામાં દે દારા. જરા. ૧
જોબન જાતાં ખાલી જર થાતાં, એ દારા જુવે ન સામું તારા;
મોટા મોટાને લંગોટા વળાવી, બનાવી દીધા બીચારા.જરા. ૨
જારી રમ્યા તેની થઇ છે ખુવારી, સહ્યા સંકટ શીરભારા;
પરઘેર જાએ ન માન જરાએ, શ્વાન તુંથી બહુ સારા.જરા. ૩
કાચી જુવાનીને સાચી માની હે, રંગે રાચી રહેનારા;
"પરવત્ત"ની શીખ સારી ઉતારી લે, અંતરમાં યાર મારા.જરા. ૪

## પદ ૮૮.

કોઇ દુધ લ્યો દીલરંગી--એ રાગ.

બાજી ખેલીને થયો રાજી, પાઇ ના ખર્ચી તેં પાજી; હાં બાજી—ટેક.
સાખી—કાળો રંગ મટી થયા, સફેદ શીરના કેશ;

તો પણ મુરખ નવ રટે, રશના થકી રમેશ. હાં. ૧
જુઠ્ઠી બાજી જાણજે, સ્વારથીયો સંસાર;
"પરવત" આ ભવ સાગરે, ત્રીકમ તારનહાર હાં. ૨

પદ ૮૯.

મન મોહન મોરલીવાળો, બહુ કામણગાળો--એ રાગ.

મૂરખ મન ભજ મોરારી, બહુ એ સુખકારી;
જેની કૃતિ ન્યારી, ગતિ ગુમ કરનારી, લે ધારી. મુ. ૧
રાંમ નામ રટ રટ વટ રાખી, ખટપટ સરવે ખાળી, તિહારી. ૧
ભક્ત વત્સલ ભગવાન કહાવે, જેણે અહલ્યા ઉગારી; બલિહારી.૨
"પરવત" માયા ફંદ નડે ના, આવાગમન દે ટાળી, વનમાળી.૩

પદ ૯૦.

ખોવા ગયા મેરી જાન, હુમારી નથનીકા મોતી--એ રાગ.

પીલે પીલે દીલજાન. હરિરસ પ્યાલા પીલે;
જગતો મેં જાનું સુજાન, હરિરસ પ્યાલા પીલે. પીલે. ટેક. ૧
ધ્રુવજીને પીયા પ્રલ્હાદને પીયા, કીયા અમ્મર નીજ નામ. ૧
પીના તો એસા પીના મેરે પ્યારે, રે'વે દેહીકા ન ભાન. ૨
સુરા હોવે સોઇ ભરભર પીવે, કાયર કો કહા પીછાન. ૩
અનહદ નાદુ ઉઠે દ્વાર દશમેં, સુનકે હોવે ગુલતાન. ૪
ઘરકે અંગનેહી ગંગામે ના'લે, કાશી કયું ધાવે હેવાન. ૫
પત્થરકે પુતલેકું મત પુંજે, ચેતનસેં હોગા કલ્યાન. ૬
ગુરૂગમ પાય કે "પરવત" પકરલે, સત નામકાહી નિશાન. ૭

પદ ૯૧.

જીવને શ્વાસતણી સગાઈ—એ રાગ.

મન તું મા'રી શિક્ષા માન, ભાવે ભજી લેને ભગવાન. ટેક.
લે સમજી સ્વપ્નાવત્ સરખો, આ સઘળો સંસાર;

મળે ન સાચું તેમાં રતીએ, મા ધર મોહ લગાર. મન. ૧
માત પિતા ભોજાઇ ભગની, વળી પરણી પ્રીય નાર;
રૂણાનું બંધે આવી મળ્યું સૌ, અંતે અલગ થનાર. મન. ૨
જ્યાં લગ કર ચાલે ત્યાં લગ સૌ, ખમા ખમા કે'નાર;
વૃદ્ધપણે દેખે દુશ્મન સમ, સ્વારથીયો સંસાર. મન. ૩
ભરી થાળ પકવાને પીરસી, પીવા શીતળ વાર;
અભાગીયે તે અળગી કીધી, એથી કયો ગમાર. મન. ૪
થયું થવાનું થશે સહુ તે, દૈવગતિ આધાર;
તેમાં હરખ શોક ભય ધારે, તે સૌ મિથ્યાધાર. મન. ૫
બાગ બગીચા બેસ બંગલા, ઇંદ્રભૂવન અનુસાર;
ભૌતીક તેહ ગયા ભૂપીતા, લેશ ન લીધું લાર. મન. ૬
કર સંગત અતી ઉંચ, ન કર તું નીચથી નેહ લગાર;
પરનીંદા કરવી પરહર તું, તજ તનડાનો ખાર. મન. ૭
ચોરી ચાડી વદ જુઠ ન જરીએ, દે વરજી વ્યભીચાર;
દયા દાન દિનતા સત શાન્તી, સજ સુંદર શણુગાર. મન. ૮
જુઠી કાયા જુઠી માયા, જુઠો સો સંસાર;
સત્ય નામ છે એક હરિતું, સાચું શઠ મન ધાર. મન. ૯
ઘડી ઘડી પળ પળ ક્ષીણ પામે, તુજ આયુ નીરધાર;
"પરવત" બાંધ સવેળા સમજી, પાણી પે'લાં પાળ. મન. ૧૦

## પદ ૯૨.

ભજ તું ભવતારણ ભાઇ, ન બેસે નાણું જો કાંઇ. ટેક.
સમજ સમજ મન સત્ય કહું છું, વદું ન જુઠ લગાર;
વીજળી વેગવત્ વય વહી જાશે, અફસોસીસ અપાર. ભ. ૧
આપ્યો છે અવની પતીએ આ, અતી ઉત્તમ અવતાર;
કેવી કબુલત તું કરી આવ્યો, કર તેનો વિચાર. ભ. ૨

પરનીંદા કરવે પાત્રરધો, નીચથી નેહ કરાય;
હરિ કથા હેતે સંભળાવે, ત્યાં તુજથી ન જવાય. ભ. ૩
ભાંડ ભવૈયા નાટક ચેટક, નટના ખેલજ થાય;
ત્યાં તું મરદ મુછાળો થઇને, જશ બોલાવા જાય. ભ. ૪
નીજ નારી વરજીને ખર તું, પરશું બાંધી પ્યાર;
જર જશ ને જોબન આદીથી, ખાંતે થાય ખુવાર. ભ. ૫
એવી અનીતી અનેક આદરી, ભટકે ચારે ખાણ;
પડયો જનેતા પેટે "પરવત", પ્રૌઢો તું પાષાણ. ભ. ૬

પદ ૯૩.

એળે આયુષ તેં ખોયું, પ્રાણી ના પ્રભુમાં ચીત પ્રોયું—ટેક.
રમત ગમતમાં ખોયું બાળપણ, જુવતીમાં જોબન;
જરાપણું આવ્યું જોતામાં, શીથીલ થયું તુજ તન. એળે. ૧
આ મારો તન મારી તનીયા, આ મારૂં ઘરબાર;
એમ સર્વ મારૂં કરી માને, અજ્ઞાને ઉરધાર. એળે. ૨
નહિ તારો તન તારી તનીયા, નહિ તારૂં ઘરબાર;
જો તું જ્ઞાન ચક્ષુએ ઝાંખી, તો સમજાશે સાર. એળે. ૩
પંચતત્વનું છે પુદગલ આ, પચીસ પ્રકૃતિ જાણ;
એકાદશ ઈંદ્રીઆદીનો, તું દ્રષ્ટા નીરવાણ. એળે. ૪
તેમજ સ્થુળ સુક્ષ્મને કારણ, તે પણ તું નવ ધાર;
તેનો પણ તું છે દ્રષ્ટા જો, વેદ કરે પોકાર. એળે. ૫
માટે દેહ તારો તું દેહનો, કયાંથી કર વિચાર;
દેહાધ્યાસ મિથ્યા ધરી મૂરખા, ભટકે ભવ મોઝાર. એળે. ૬
અહંબ્રહ્મ અજરામર તું છે, નહિ બીજો નીરધાર;
પણ ભુલી ભ્રમણામાં ભાઇ, ગોથાં ખાય ગમાર. એળે. ૭

તું ક્યાંથી આવ્યો ને જૈસ ક્યાં, કર તેનો વિચાર;
બેસ હાથ લાગેલી બાજી, બગાડ માં નીરધાર. એજે. ૮
ગર્વ ભર્યો ઘટમાં ત્યાં સુધી, તારૂં નથી વળનાર;
કોટી યત્ન કરવે નવ નીરખે, નીજ સ્વરૂપ નીરધાર. એજે. ૯
પણ શરણે સદ્‌ગુરૂને જા તું, નીજ સ્વરૂપ નીરધાર;
"પરવત" ગુરૂ બ્રહ્મનીષ્ટ બતાવે, ભાગી ભ્રમ તત્કાળ. એજે. ૧૦

## પદ ૯૪.

માયામાં મનહું મોહ્યુંરે—એ રાગ.

મારા સમ મારા વા'લારે, આ શુંરે કીધું;
જમુનાં જળ ભરવા જાતાંરે, આ શુંરે કીધું.
સામળીઆ સાચું બોલોરે, આ શુંરે કીધું—ટેક.

વા'લારે મારા વાતો ને ચીતો નથી ગમતી, તુજ પુઠે પુઠે ભમતીરે.૧
વા'લારે મારા નયણે નીદ્રા નવ આવે, ભોજનીયાં પણુ ના ભાવેરે.૨
વા'લારે મારા કામને કાજ કરવું મુકી, નીત જોઉં ઝરૂખે ઝુકીરે. ૩
વા'લારે મારા સુધ બુધ સરવે વીસારી, લાગી એક લગની તારીરે.૪
વા'લારેમારા ઘરમાં ઘડીએ નાગોઠેમુજને,જ્યાંજોઉં ત્યાં દેખું તુજનેરે.૫
વા'લારે મારા પ્રાણથકી હો મુને પ્યારા, ના થાશો નટવર ન્યારારે.૬
વા'લારે મારા "પરવત"ના પ્રીતમને શું કે'વું,તનમનધનસોંપી દેવુંરે.૭

## પદ ૯૫.

અઘમોચન કંશ નીકંદનરે, માનોની મારૂં;
મનમોહન વીઘ્ન વિનાશનરે, માનોની મારૂં.—ટેક.

લટકું છું લાલા ઉંચા પાયને નીચું માથું, નથી કષ્ટ અરે ખમાતુંરે.૧
ગોવરધનધારી વેગે આવો મારી વા'રે, તન જઠરાગ્ની પરજાળેરે. ૨
અવતારણ પ્રભુ કોટી સંકટ સહ્યાં પે'લાં, મુને તે સૌ લાગ્યાં સે'લાંરે.૩
કરૂણારે સીંધુ કપરી વેળાના કાલાવાલા,શુંણજો વીસરૂં નહિ વા'લારે.૪

દામોદર ડાહ્યા દાન દયાને દિનતા રાખી, હીંડીશ હું નીચું આંખીરે.૫
પુરૂષોતમ પ્યારા તૃષ્ણાને પાદ પ્રહારે, રાખીશ અળગી આવારેરે.૬
મોરલીધર મારા પ્રવર્તીનાર પડતી મે'લી, પકડીશ નિવૃતી પે'લીરે.૭
"પરવત"નાસ્વામીવીનતી સ્વીકારીથાઓવે'લા,છોડોનેદુઃખથીછેલારે.૮

પદ ૯૬.

દિનબંધુ હે દયાળુ રે, પૂરો છું પાપી;
મોરલીધર હે માયાળુ રે, પૂરો છું પાપી.—ટેક.

પ્રભુરે મારા વૃત સતિનાં ચુકાવ્યાં, કંઇ ભામની ધર ભંગાવ્યાંરે.પુ.૧
પ્રભુરે મારા ખોટાં ખતે મત્તુ કીધું, કંઇ પામરને દુખ દીધુંરે.પુ.૨
પ્રભુરે મારા ધાવતાં બાળ વછોડયાં, કંઇ મુનીવૃતનાં વૃતતોડયાંરે.પુ.૩
પ્રભુરે મારા સંત સાધુને સતાવ્યા, દિનને દરબાર દોરાવ્યારે. પુ. ૪
પ્રભુરે મારા દાન દયાને વીસારી, કરી મદ તુરીપર સ્વારીરે. પુ. ૫
પ્રભુરે મારા દિલથી ડા'પણ સૌ વીસાર્યું,દુર્ગુણથી સ્થુળ શણગાર્યુંરે. પુ.૬
પ્રભુરે મારા બગઠગ બજારે બની મા'લ્યો,નીચીનજરે નવભાળ્યોરે.પુ.૭
પ્રભુરે મારા જાત્રાળુ જન લુંટી લીધાં. દાઝયા પર ડામજ દીધારે.પુ ૮
પ્રભુરે મારા ભોળા જનોને ભરમાવી, એઠો સૌ માલ પચાવીરે.પુ.૯
પ્રભુરે મારા માતપિતાનાં વેણ લોપ્યાં,બાવળ બી સઘળે રોપ્યાંરે.પુ.૧૦
પ્રભુરે મારા પાપી એવો હું છું પુરો, નથી એકી વાતે અધુરોરે.પુ.૧૧
"પરવત"નાસ્વામીઝાઝું કે'તાં ક્ષોભપામું,કંઇજોશોકીંકર સામુંરે પુ.૧૨

પદ ૯૭.

ભજ ભુધરને તું ભાવેરે, ઓરે અભાગી;
ફરી આવો ન અવસર આવેરે, ઓરે અભાગી.—ટેક.

ફરી આવ્યો ચારે ખાણ વીસે ખર તોએ, માયામાં મનડું મોહેરે.૧
કાયારે તારી કાચની કોઠી લે જાણી, અંતે થાશે ધુળધાણીરે. ઓરે.૨

ઉપરથી એછે સુંદર જોઇને શું હરખે, મહીં નરી ભરી છે નરકેરે.૩
માતા પિતા ઓ ભગનીને ભ્રાત ભોજાઇ, સૌ કરશે ખોખું ખાઇરે.૪
પગમાંરે તારા જ્યાં લગી જોર જણાશે, ત્યાં સુધી સૌ ગુણ ગાશેરે.૫
ઘડપણમાં ઘેલા થાશે ન કાંઇ કમાણી, કોઇ પળી ન પાશે પાણીરે.૬
હાથે ચઢેલો હીરો અઢી ગર્વ ઘોડે, ધૂળમાં કાં તું રગદોળેરે. ૭
માથેરે તારે મોત સીંચાણો દે છે ફેરા, જો જાગીને કહું બે'ગરે. ૮
જમડારે જોરે જકડીને પકડી લઇ જાશે, ત્યાં પૂરી ફજેતી થાશેરે. ૯
માટેરે ગાતું ગોવિંદ"પરવત"કે'છે સાચું,સૌસાગળીઆ વીણકાચુંરે.૧૦

## પદ ૯૮.

હૈયાના ફૂટયા હરિસંગ હેત.ન કીધું. એ રાગ.

મનુષ્યા દેહ પામી, ગાયા ન ગરૂડાગામી;
લખચોરાસી માથે સગડી, હાથે લીધી તેં હરામી;
બન્યો બહુ કામી, ગાયા ન ગરૂડાગામી. મનુષ્યા—ટેક.
પકડાયાં જે પંખી જાળમાં, તે કયાંથી ઉગરશે;
તેમ પડયો તું વમળ જાળમાં, કાળ પારધી તને હણશેરે. મ૦ ૧
સગાં સહોદર દારા ભગની, સગાઇ તે સૌ જુઠી;
આખર વેળા હાથ ન દેશે, કાળ નાખશે જ્યારે કુટીરે. મ૦ ૨
સંસ્કારે સૌ આવી મળીયાં, સગાં માય ને બાપ;
રાગ કહો બાઇ રામ કહેતાં, સંગમાં પુણ્યને પાપરે. મ૦ ૩
નાટક ને ગુણીકાનું ગાણું, ગાતાં હરખ ન માય;
રામ રામ બે બોલ કહેતાં, પ્રોઢી પીડા તને થાયરે. મ૦ ૪
વિચિત્ર છે આ બાગ વિશ્વનો, વિલોકી મન લલચાય;
પણ ફુલ્યાં ફુલ તે કરમાશે, જન્મ્યાં જરૂર મરી જાયરે. મ૦ ૫
સંત સમાગમ કરવો ચુકી, ખળ મંડળને ચા'ય;
અમૃત રસને અળગો મુકી, વિષ પીવાને તું ધાયરે. મ૦ ૬

દમડા કાજે દેહ દમે છે, તેમાં તું શું કમાયો;
પણ ઘડીએ ઘરમાં બેસીને, ગોવિંદ નામ ન ગાયોરે. મ૦ ૭
ધન મેળવવાને માટે તું, શિખ્યો વિદ્યા મેલી;
“પરવત”કે'પણ આખર પ્રાણી,કોણ થશે તારો બેલીરે. મ૦ ૮

પદ ૯૯.

જાગ મુજ વાલા બાળ પંખી વન બોલે.—એ રાગ.

મુખસેં રામ નામ, કરત કરમહીં કસાઇકો;
નજર હે હરામ, કરત કરમહીં કસાઇકો. મુખસેં—ટેક.
ચોર ચુગલખોર, બોલત જુઠહીં જબાનસેં;
બાંધ લીયો બેસુમાર, પોટકો બુરાઇકો. મુખસેં ૧.
ગરીબકો સતાઇ લેત, દેત હે ન પાઇઓ;
ગાફલવો ખુદાહી પ્યારી ગીનત ગરીબાઇકો. મુખસેં ૨.
બોલત કયોં ન નૈન, તેરો ઉધર ના ચલેગો;
મગરહી મીલેંગે ફલ, તેરી બુરી કમાઇકો. મુખસેં ૩.
છોરદે બિચાર કરકે, સબ તેરે પ્રપંચકો;
ઉધરહીં “પરવત” જવાબ, લેત પાઇ પાઇકો. મુખસેં ૪.

પદ ૧૦૦.

સબસેંકી ઠગાઇ, વિભુ નાહિ વો ઠગાયગો;
ચલત ન ચતરાઇ, વિભુ નાહિ વો ઠગાયગો. સબસેં—ટેક.
બેવકુફ કર બિચાર, બાવલકો બઢાઇકે;
ધરત આશ આંબહુકી, ફલ વો કાં'શે પાયગો. સબસેં ૧.
અદલ હે ઇન્સાફ વાં, ન રાજ પોપાં બાઇકો;
છોરદે સબ ફેલ તેરે, પીછેસેં પસ્તાયગો. સબસેં ૨.
દુનીયાકે બસીલે તેરે, વાં ન કામ આયગો;
જેસી કરની તેસે દંડ, ઉધર કોન બચાયગો. સબસેં ૩

મુછકો મરોર ચલત, સુનત હે ન કાહુકી;
યાદ રખ ગુલામ, બે સુમાર માર ખાયગો. સબસેં ૪.

### પદ ૧૦૧.

બંદગી કર કોડ આયો, ભૂલ ગયે રામકો;
જન્મહી બિથા ગુમાયો, ભુલ ગયે રામકો. બંદગી–ટેક.
પૂર્વકે પુરૂષાર્થ લીયે, વો સબ મીલી સાયબી;
વાકો મત ગુમાન ધરે, કોડી હેન કામકો. બંદગી ૧.
દયા કુછ હે ન દિલ, કુડકો કુહાર હે;
ધર્મકો ન નામ, કીયો કરમહી ચંડાલકો. બંદગી ૨.
દુનીયાકે સબ સુખ દેખ, ખ્વાબકો શ્રીમંત હે;
તોહી કયું "પરવત" નાહિ, રટત સુંદર સ્યામકો. બંદગી ૩.

### પદ ૧૦૨.

સુખડાની માગા લાગીરે, મોહન તારા–એ રાગ.

માયામાં શું રહ્યો મોહીરે, જંજાળી જીવ;
કરીએ તો કીરતાર સેવા, ભવદરીએથી તારે દેવા.
મરીએ તો દે મુક્તિ મેવારે, જંજાળી જીવ.–ટેક.
જીભ્યાએ ન બોલ જુઠ, ધ્યાન ધર વાસી વૈકુંઠ;
પ્યાલો પી રસ ભરી મૂઠરે, જંજાળી જીવ. ૧
કૃષ્ણ કૃષ્ણ મુખ કે'વા, રામ રામ રૂદે લેવા;
તેને ના વીસારી દેવારે, જંજાળી જીવ. ૨
સુખ આવે છાકી ના જઇએ, દુખ દેખી દીલગીર ન થઇએ;
નિત્ય નામ ત્રિકમ લઇએરે, જંજાળી જીવ. ૩
કરેછે કેશવ કસોટી, ભક્તિ છે ખરી કે ખોટી;
તપાસી દે ડગલો દોટીરે, જંજાળી જીવ. ૪

ખેતીકાર ખેતી કરે, ખેતીમાં ન ચિત્ત ધરે;
તો તે ક્યાંથી પેટ ભરેરે, જંજાળી જીવ. ૫
માટે દૃઢ ધ્યાન ધારી, સૃષ્ટી આ ઉપજાવી સારી;
જોણે તેને લે સંભાળીરે, જંજાળી જીવ. ૬
આ છે સ્વપ્નાવત્ સંસાર, માયા સૌ મોહની જાળ;
તેમાં તારૂં તું સંભાળરે, જંજાળી જીવ. ૭
ગુરૂ "ત્રિકમનો" સ્વામી, ગાની જે છે દુખ વામી;
"પરવત" આ જન્મ પામીરે, જંજાળી જીવ. ૮

## પદ ૧૦૩.

મુક્તિની જુક્તિ ન જાણીરે, પામર પ્રાણી;
સામળીઆનું સગપણ સાચું, તે વીના સૌ બારે કાચું;
તેને તું સમર હું જાચુંરે, પામર પ્રાણી. ટેક.
માયામાં શું મૂંઢ મતિ, લોભાયો લાલચે અતી;
જો તારી શી થશે ગતીરે, પામર પ્રાણી. ૧
વા'લી જે ધણીઆણી ધ્રરની, અંતે કે' મુખેથી મરની;
તારૂં તું સાર્થક કરનીરે, પામર પ્રાણી. ૨
ચાલે ના કર સૌ તડુકે, મુઓ બેઠો ધાન મુકે;
બોલાવે ન આવે હુંકેરે, પામર પ્રાણી. ૩
સાચું ના તપાસી જોયું, જુઠામાં તુજ મન મોહ્યું;
ધર્યું સોનું ધૂળમાં ખોયુંરે, પામર પ્રાણી. ૪
બીજાને તું બોધ દે છે, તારૂં ક્યાં તપાસી લેછે;
જોને જમ ઝપાટા દે છે રે, પામર પ્રાણી. ૫
વાવીને લશણુ ક્યારે, કસ્તુરી થવાને ધારે;
શાંકું એ ફોગટ મારેરે, પામર પ્રાણી. ૬

"ગુરૂ ત્રિકમ"નો દાસ, કહે "પરવત" ખાસ;
રટ રટ અવિનાસરે, પામર પ્રાણી. ૭

### પદ ૧૦૪.

### તોટક વૃત.

વીતી રાત વિપત્તિની ભોર થતાં, ફરી રાત પડે દિન વીતી જતાં;
કરીએ પ્રભુનું ગુણગાન સદા, નહિ વીસરીએ ક્ષણું વાર કદા. ૧
જગમાં જનમી સદ્કૃત્ય કરો, કરતાં કૃત કુ દિલમાંય ડરો;
કરતાં કૃત કુ પ્રભુ કોપ કરે, પછીથી નકી તે નરકેજ ધરે. ૨
સત ધર્મ સુનિતિ ચીલે ચડીએ, પડીએ ન કદી દુખને દરીએ;
પ્રભુને ભજતાં કંઇ પાપી પૂરા, તરી ગ્યા ભવ અચ્યુતપુર ઠર્યા. ૩
રમતાં જમતાં નીત રામ રટો, "પરવત" નહિ ખરચાય ટકો;
વીણુ કિંમતનું હરિ નામ દિશે, ભજશે નહિ જે નીરભાગી હશે.૪

### પદ ૧૦૫.

તું મારે ચાંદલીએ ચોટયો—એ રાગ.

પ્રાણજીવન વર હો પાતળીઆ, મુજ વિનતી અવધારોરે;
જમવાને જશોદાના જાયા, મુજ મંદિર પધારોરે. પ્રાણ—ટેક.
હેમના થાળમાં પીરસું પ્રેમે, પેંડા બરફી પતાસાંરે;
ગાલપુવા માવાની ધારીં, ઘેબર ખાજાં ખાસાંરે. પ્રાણ. ૧
સુતરફેણી સાકરનો શીરો, સંજોરી ને સેવોરે;
મોહનથાળ મગજનો લાડુ, માવો મે'સુર મેવોરે. પ્રાણ. ૨
સુખડી શક્કરપારા સારા, કંસાર કેળાં કચોરીરે;
પૂરણપોળી ઝબોળી ઘીમાં, દુરી કેશરીઆ ધોળીરે. પ્રાણ. ૩
બાસુદી ને બીરંજ બનાવ્યો, દેબર ઢોકર રૂડાંરે;
પ્રેમ ધરી કીધી પાટુડી, ત્રીકમ તીખા પુડારે. પ્રાણ. ૪
તીખું ને તમતમતું આથાણું, તેલે શાક સાં તળીયાંરે;

પાપડ પણ પુષ્કળ છે પોચા, કકોળ પણ છે કરીયાંરે. પ્રાણુ. ૫
ચોસટ જાતની ચટણી બનાવી, રઇતાં છે રૂપાળાંરે;
વીધવીધનાં વાલમ છે ભજીયાં, મરી મસાલાવાળાંરે. પ્રાણુ. ૬
અર્જ શુંણી અલબેલો આવ્યા, ત્રીકમ મુજપર ત્રુઠયારે;
જીવણને જુગતેથી જમાડયા, આનંદના ઓઘ ઉઠયારે. પ્રાણુ, ૭
થાળ રશીક આજે કોઈ ગાશે, સ્નેહ થકી સાંભળશેરે;
"પરવત" તેના તાપ ત્રીવીધી, વણુ વિલંબે ટળશેરે. પ્રાણુ. ૮

## પદ ૧૦૬.

જમો જમોને જુગદાધાર, જુગતે જમાડું—એ રાગ.

**રવિવારે** રંગીલા રણુછોડ, મુજ મંદિર આવો;
જમવાને કહું કરજોડ, ડર શીંદને ખાવો. ૧
**સોમવારે** હું સાચું કે'વ, સુંદીર સામળીઆ;
તારી મોરલીએ મન મોહ્યું, નંદના નાંધડીઆ. ૨
**ભોમવારે** ભરૂસો મને, તમારો ભારી છે;
તન મન ધન અરપણુ કીધ, તારી બલીહારી છે. ૩
**બુધવારે** ભુલી સુદ્ધ શાન, મળવાને મારે;
કેમ લગાડો ઝાઝી વાર, વળગ્યા શું વાતે. ૪
**ગુરુવારે** ઘણી ગભરાઇ, ગોઠે ના ઘરમાં,
જપે નિર્મળ તારૂં નામ, અબળા અંતરમાં. ૫
**સુક્રવારે** શો પડીયો વાંક, વૈકુઠના વાસી,
પડયો હોય તો કીજીએ માફ, વિનવે દિન દાસી. ૬
**શનીવારે** પધાર્યા શ્યામ, મોર મુંગટ ધારી;
જુગતેથી જમાડયા જુગદીશ, રાંધી રશોઇ સારી. ૭
ખૂબી જોઇ થયા પરસન્ન, "પરવત"ના સ્વામી;
મારા મનના પૂર્યા કોડ, પુર્ણાનંદ પામી. ૮

## પદ ૧૦૭.

*ગોવિંદ ગુણ ગાઇ લો મન ઘેલા—એ રાગ.

પધારો મારા પ્રાણુ હો અલબેલા, વનમાળી વે'લા વે'લા;
ભોજન કરવાને છેલ છબીલારે. પધારો—ટેક.

સાખી—લાડુ બેસ બનાવીયો, સુંદર શીરો સાથ;
નાખી પસ્તાં એલચી, વળી બદામને દ્રાક્ષ. પધારો. ૧
ઘેબર ઝાઝા ઘૃત વિષે, શેકી સુખડી સાર;
વડાં કચોરી વેડમી, વળી કીધો કંસાર. પધારો. ૨
માલપૂવા દુધપાક ને, શિખંડ ઠંડો ગાર;
દળ મગદળ છે મગજને, લાપસી લે'જતદાર. પધારો. ૩
બીરંજ બાસુદી પુરી, વળી પાંચે પકવાન;
પોચા પાપડ સેવ ને, પતરવેલનાં પાન. પધારો. ૪
ગલકું કેળું કેળું ને, સુરણ રતાળુ સાર;
ભજીયાં વીધવીધ ભાતનાં, ભરી મસાલાદાર. પધારો. ૫
પાપડી પરવર ગાંગળી, વાલોર ને વંતાક;
તળીયાં ઝાઝા તેલથી, વની વનીનાં શાક. પધારો. ૬
લીંબુ રાઇતાં મેથીયાં, વળી મુરબ્બો સાર;
અથાણું આણી અવનવું, પીરશું પ્રાણધાર. પધારો. ૭
અક્ષત ઉંચાનો કર્યો, ભલી વીધે મેં ભાત;
દાળ મસાલાદાર છે, વા'લા જોઉં વાટ. પધારો. ૮
રશોઇ ઠંડી થાય છે. પછી પડે નહિ તાલ;
માટે સત્વર આવીએ, ગીરવરધર ગોપાળ. પધારો. ૯

*આ રાગમાં મનસ્વી ફેરફાર કરી સાખી ઉમેરવામાં આવી છે.

"પર્વતસિંહ."

વાડી ઝુડી ચોકમેં, વેર્યાં ફુલ ચોપાસ;
પાણી પણ છંટાવીયું, પ્રિતમ પુરો આસ. પધારો. ૧૦

બનબન ઢુંઢત મેં ફીરૂ. એ રાગ.

પીળું પીતાંબર પે'રીને, આવ્યા આવ્યા વાલમ જાઉં વારીયાં–ટેક.
મોર મુંગટ શો શીરપર શોભે, કાને કુંડળ લટકારીયાં. હરેક–આવ્યા૧
પાવડી પગમાં કેડે કંદોરો, ગળે મોતન માળા ધારીયાં. હરેક. ૧
ઓ આવે એ લટકતી ચાલે, બંસી બજાવે મોહ કારીયાં. હરેક. ૩
પલવટ વાળીને પાટલે બેઠા, પડઘે મુકી મેં જળ ઝારીયાં. હરેક. ૪
ભાવતું ભોજન જીવણ જમતા, વાયુ વીંઝણલે ઢાળીયાં. હરેક. ૫
"પરવત"ના પ્રીતમ જમી ઉઠયા, વળતી આપી મેં વલીઆરીયાં. ૬
શ્યામ સલુણાને સુવા પલંગે, સુંદર સે'જ સમારીયાં. હરેક. ૭
આરામ લેવા અલબેલો સુતા, દાસીનાં કારજ સારીયાં. હરેક. ૮
થાળ રસીક આ જે કોઇ ગાશે, પામે ભવપાર નર નારીયાં. હરેક. ૯

પદ ૧૦૮.

નર તન નગરીમાં મનભાઇ રીસાઇને બેઠા–એ રાગ.

હરજી આવ્યારે રંગભેર રજની રમીશું,
જેજે કે'શે તે હવે હાંશે ખમીશું. રંગભેર રજની રમીશું–ટેક.
સુરતરૂ ફળીયા મારે આંગણે આજે,
ધરતી હું ધ્યાન તે મુજ ઘરમાં બીરાજે. રંગભેર. ૧
આજ આનંદ મારે લક્ષ દિવાળી,
તાપ સૌ તનના ટળીયા જોઇ વનમાળી. રંગભેર. ૨
રસવતી થાળ રંગે પીરશું હરીને,
હાંશે જમાડું હાથે લટકા કરીને. રંગભેર. ૩
વાયુ ઢોળું વીંઝણલે હુંતો વા'લાને,
આપું મુખવાસ કા'ન કામણગાળાને. રંગભેર. ૪

વારે વારે જોઉં મુખ મોહનનું નીહાળી,
તૃપ્ત ન થાએ તો પણ મન સખી મારી. રંગભેર. ૫
હું ના જાણું આ કીધું કામણ કેવું,
"પરવત"ના પ્રીતમને ના જાવા હું દેવું. રંગભેર. ૬

## પદ ૧૦૯.

મને કોઇ મેળવોરે (૩) મારા દીલ દેવળનો દેવળો—એ રાગ.
પીયો પ્રેમ પ્યાલોરે,(૩)પ્યારા પ્રભુનુંરે ધામ પામવા.પીયો—ટેક.
જ્યાં સુધી નેણમાંરે નિશા ન વ્યાપેરે, ત્યાં સુધી ચુકો નવ;
નામવા ભઇ નામવા ભઇ નામવા ભઇ નામવા. પીયો. ૧
મદરે તુરંગ નાખે નર્ક ખાડામાંરે, શાન્તિ દોરેથી તેને;
દામવા ભઇ દામવા ભઇ દામવા ભઇ દામવા. પીયો. ૨
શુન્ય શિખર પર વસે મારો વા'લોરે, રૂડું રમકડું એ;
રીઝાવવા રીઝાવવા રિઝાવવા રીઝાવવા. પીયો. ૩
મરજીવા હોય તે એ પીએ પ્રેમ પ્યાલોરે, અન્ય જનોને પડે;
ડામવા ભઇ ડામવા ભઇ ડામવા ભઇ ડામવા. પીયો. ૪
કહે "પરવત્ત" ગુરૂ ત્રીકમ પ્રતાપેરે, જન્મ મરણ ભય;
વામવા ભઇ વામવા ભઇ વામવા ભઇ વામવા. પીયો. ૫

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

* * * * *

# "શ્રી ભગવદ્ નામ સ્મરણ'

(૧) રાધે કૃષ્ણ રાધે, પરમાનંદ સુખ સાધે;
(૨) ભજ ગોવિંદ માધવ ગીરધારી, ભવ તરવાની એ બારી.
(૩) રસીયાથી રંગ માણો, પર ધન પત્થર જાણો;
ગોવિંદ ગોવિંદ ગાના, પર સ્ત્રી માત સમાના;
(૪) જયજય ગુરૂની બલિહારી, ત્રીવીધ તાપો દે ટાળી.
જયજય ગુરૂની સેવા, આપે અમૃત મેવા;
(૫) જય મોહન મોરલીવાળો, રાગદ્વેષને ટાળો.
જય ગોકુળમાં ગૌચારી, વિરાગ વૃત્તિ સો ધારી;
(૬) મન હરિભજ હરિભજ ભાવે, તારૂં જનમમરણ દુખ જાવે.
સુંદર વર એ સામળીયો, ધન ભાગ્ય જેહને ગળીયો;
(૭) રાધે કૃષ્ણ બોલો, મનના પડદા ખોલો.
ના બોલે તે કેવા, ખાસા ખરના જેવા;
(૮) બંસીબટરે, શ્વાસોશ્વાસે તું રટરે.
નાગર નટરે, ભાગે ભવની ભાવટરે;
(૯) રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ ભજો.
રાધેકૃષ્ણ ભજો સુંદીર શ્યામ ભજો;
(૧૦) દેવકીનંદન કંસનીકંદન દાનવખંડન જય જય જય.
આ જગમંડન ત્રિપદ વંદન આનંદકંદન જય જય જય;
(૧૧) જપો જપો જગરાય, માયા બંધન કપાય.
માયા બંધન કપાય, આત્મ જ્યોત દરસાય;
(૧૨) ભજ અધમ ઉધારણ નારાયણ, નારાયણ ભજ નારાયણ.

(૧૩) નીરંજન નિરાકાર, ભજ પ્યારે.
ભજવાથી પામે પાર, સંસારે;
(૧૪) જય જય રંગીલા રણછોડ પુર્યા બોડાણાના કોડ.
જય જય અકળકળા તારી, સખા વાલ થયા વનમાળી;
(૧૫) જયજય અલખ અચીંત્ય અરૂપ,જયજય શ્રીચિદ્ઘન ચિદ્રુપ
જય જય આગમ અગાધ અનંત,જયજયસેવેસુરમુનીસંત;
(૧૬) જય જય અખંડ એક સ્વરૂપ, જય જય ત્રિભુવનના ભૂપ;
જય જય ઉપમા રહીત અનુપ, જય જય મનવાણીરે'ચુપ
(૧૭) ભક્તોને વશ છે વા'લો, છેલ છબીલો છોગાળો
છેલ છબીલો છોગાળો, હરતાં ફરતાં સંભાળો.

## ग्रंथान्तेएजके

ઉડત પંખિગ દિન તો રે' ગયા ગોગ—એ રાગ.

પ્યારે મન તોતા શ્રીહરિ શ્રીહરિ બો...લો (૨) ટેક.
શ્રીહરિ બોલો પ્યારે; રાધેકૃષ્ણ બોલો (૨)
ગગરૂર હો મત ડોલો.................. ......... પ્યારે. ૧
અછે અછે ફૂલ પ્યારે; દેખ લુભા ના (૨)
ગમગીન હૈ વો અમોલો.............. ...... ...... . પ્યારે. ૨
દિનકર દેતા પ્યારે; ઉઅકી દર્ષોમેં (૨)
ગાફીલ ક્યોં ન નેન ખોલો................... પ્યારે. ૩
"પરવત્ત" પાયા વારી; દુરલભ દેહી (૨)
હરદમ લો' તો લગા લો.......................પ્યારે. ૪

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!
નારાયણ નારાયણ નારાયણ.

# અવશ્ય ધ્યાન આપશો !

સુજ્ઞ બન્ધુ અને બ્હેનોને વિશ્વાસપૂર્વક જણાવવામાં આવેછે કે આ પુસ્તકનું જે ઉત્પન્ન થશે તે તમામ નાણાં આવાં ધાર્મિક પુસ્તકો પ્રસિદ્ધ કરવાના શુભ કાર્યાર્થે વાપરવામાં આવશે.

કોઈ પણ સદ્દગૃહસ્થ આશ્રય તરીકે જે કંઈ રકમ બક્ષીસ આપશે તેનો ઉપકાર સાથે સ્વીકાર કરવામાં આવશે, એટલુંજ નહિ પણ તેઓ સાહેબનું નામ આશ્રયદાતા તરીકે પુસ્તક દ્વારાએ પ્રસિદ્ધ કરવામાં આવશે.

ગ્રંથકર્ત્તા.

# सत्संगनुं फळ आ?

## કાવ્યછંદ.

વણી સુરતા મારીં, પૃથ્વિપતિ પ્રત્યે સજ્જન;
જેથી આ પદમાળ, રચી સુંદર મન રંજન.
સંગત શું ના કરે, લોહ કંચન મણિ અડતાં;
ગયો ચઢી ત્યમ રંગ, અંગ આચાક્ષર મળતાં. ૧

## દોહાર.

પળ પણ નવ પાછા પડો,
કરતાં કહું સતસંગ;
શબ્દાક્ષર જે નવ રટે,
ગુણી મત કરજો સંગ. ૧

ગ્રંથકર્તા.